મુદ્રક અને પ્રકાશક,
અમૃતલાલ દલપતભાઈ શેઠ.

સંવત ૧૯૭૮.

સને ૧૯૨૨.

મુદ્રણસ્થાન
સૌરાષ્ટ્ર મુદ્રણાલય
૨૫ ગીબ રોડ—રાણપુ

# અર્પણ પત્રિકા.



સ્વધર્મની યજ્ઞ—વેદીમાં સર્વસ્વની

કુરબાની કરનાર

અને તેમ કરી,

આ આપણી પ્રિય માતૃ—ભૂમિને,

અપૂર્વ ગૌરવ અને કીર્તિ સંપડાવનાર

**અકાલી દલના એ વિશ્વવંદ્ય વીરોને**

કોટિ કોટિ વંદન સાથે

સમર્પણ.



# બે બોલ.

—:o:—

સૌરાષ્ટ્રને જેમ જેમ વધુ સત્કાર મળતો ગયો તેમ તેમ એના મનોરથો પણ વધવા લાગ્યા, કેવળ રાજ્ય પ્રકરણીજ નહિ, પણ લોકજીવનની નોખી નોખી અનેક દિશાઓ ઉઘાડી કરવી, અને લોકોમાં કોઇ અમર રસની તરસ જાગૃત કરવી એવો 'સૌરાષ્ટ્ર'નો અભિલાષ છે. એ નેમને નજરમાં રાખી અમારા પ્રકાશન મંદિરે એ દિશામાં ઝુકાવ્યું છે. એ મનોરથની સિદ્ધિની આ 'કુરબાનીની કથાઓ' થી શરૂઆત થાય એવી આશા રાખીએ છીએ.

આઠ આઠ મહિનાથી પુનિત થયેલો, પ્રત્યેક અંગ્રેજી માસનો ૧૮ મો દિવસ આજ તો આખા હિન્દને માટે કુરબાનીનો મહા દિવસ મનાયો છે, અને માનવ જાતિની સ્વતંત્રતાનાં પાનાં જ્યારે ભવિષ્યમાં ઉકેલાશે ત્યારે તો આખી દુનિયાને માટે એ ૧૮ મો દિવસ કુરબાનીનો મંગળ

દિવસ મનાશે. ભરતખંડની પુરાણી અને અર્ધી ભૂલાયેલી કેટલીએક કુરબાનીઓની યાદ આપીને 'સૌરાષ્ટ્ર' આ પુણ્ય તિથિને ઉજવવા ચાહે છે.

અને હવે તો પ્રત્યેક ૧૮ મીનું પૂજન 'સૌરાષ્ટ્ર' આ રીતેજ કરવા ચાહે છે. ઓછામાં ઓછાં આશરે સો સો પાનાનું અક્કેક પુસ્તક પ્રત્યેક મહિને પ્રગટ કરવાની અમારી યોજના છે. ઉમેદ તો છે કે આ વાંચન-ધારાનો રસ અમે બારે માસ અખંડિત રાખી શકશું. અમારી પાસેના અથવા અમે મેળવી શકીએ તેવાં સાધન સામગ્રીનો સંપૂર્ણ ઉપયોગ કરીને આ મનોરથ બર લાવવા અમે કોશીશ કરશું. અમને ખાત્રી છે કે આ માસિક પ્રકાશનને ઉત્તેજન આપીને વાંચનારાઓ અમારા આ પ્રયત્નમાં મદદ કરશે.

આ માસિક શ્રેણીનું બીજું પુસ્તક "એશીયાનું કલંક યાને કોરીયાની કથા" આવતી ૧૮ મીએ પ્રગટ થશે.



'કથા ઓ કાહિની' નામનું કવિવર રવીન્દ્રનાથનું એક પુસ્તક છે. બૌદ્ધ, શીખ, રજપુતાના અને મરાઠા વિગેરેના ઇતિહાસની અંદરથી કવિએ કેટલાએક બનાવો વીણી કાઢીને

આ પુસ્તકની અંદર પદ્યમાં મેલ્યાં છે. અક્કેક પદ્ય નોખ-નોખા છંદમાં લખાયું છે. આવા છંદોની જોડી ગુજરાતી સાહિત્યમાં તો કદાચ નહિ હોય. એની છાયા આપણા ચારણોને મુખે ગવાતાં છંદ કવિતો કે ગીતોના ધ્વનિમાં તરી આવે છે ખરી. પણ એતો કેવળ ભણકારા! એની રાગરાગણી સાંભળવી એ ગુજરાતના ભાગ્યમાં અત્યારે નથી, પણ બંગાળી ભાષાના રસજ્ઞો જો કદી મૂળ પુસ્તકનાં ગીતોને એના તાલમાં વાંચવાની કોશીશ કરશે તો અવશ્ય એને ટાગોરની કવિતાના સાચા પ્રતાપનું ભાન થશે. એ અખંડ પ્રાસાનુંપ્રાસ, એ શબ્દોની પરસ્પર મસ્તી એ પ્રસંગોચિત ગીત–ધ્વનિ, ને એ મનોહર છબી–આલેખન–એ બધાંની પિછાન આપણને કેવળ મૂક–રે! મુગ્ધ કરી મેલે છે. અને આપણાથી આપોઆપ બોલી જવાય છે કે "અદ્‌ભૂત! અદ્‌ભૂત."

આમાંની ૧૮ વાતોને આંહી ગુજરાતી ગદ્યમાં ઉતારી લીધી છે. નાયાગરાના મહા જલધોધમાંથી ઉડતાં ઝીણાં બિન્દુઓનેજ ઝીલવા જેવું થયું છે. છેક ભાષાન્તર નથી થવા દીધું. માત્ર એ પ્રસંગોને આલખ્યા છે.

કુરબાની એટલે માથું આપવું અગર પોતાનું વ્હાલામાં વ્હાલું જે કાંઇ હોય તે આપી દેવું એમ મનાયું છે. આ પુસ્તકની અંદર બધાં વૃતાંતો કાંઇ એવાં નથી. સહુએ નોખાં નોખાં સ્વાર્પણો કરેલાં છે, સ્વાર્પણની કિંમત એ અર્પાયેલી વસ્તુ ઉપરથી ન અંકાય. યુદ્ધમાં ભાડુતી સિપાહીઓ સ્હેલાઇથી માથાં આપે છે એને સ્વાર્પણ શી રીતે કહેવાય ! છતાં રાણા પ્રતાપને બચાવવા એનો સાથી માનસિંહ મચો, એ તો સાચું સ્વાર્પણ. નાગડા બાવા વસ્ત્રો ન પ્હેરે એ કાંઈ કુરબાની ન કહેવાય, છતાં મહાત્માજીએ વસ્ત્રો ઉતાર્યાં એ તો આખી પૃથ્વી પર સમર્પણજ મનાયું. લોકો એને કુરબાની કહે છે. ટુંકામાં સ્વધર્મનો જે કાળે સાદ પડે, સ્વધર્મ જે કાંઇ છોડવાનુ ફરમાવે, પછી સ્વધર્મની માગણી ખુદ માથાની હોય, અગર તો એકાદ વસ્ત્રના ટુકડાની હોય, પણ તે કાળે તે વસ્તુ હસતે મ્હોંયે, સ્હેલાઇથી, વિના થડ કર્યે આપી દેવાય એનું નામ કુરબાની. કુરબાનીના એવા ભાવથી ભીંજાયલો ભક્ત જન પોતાનું માથું કે વસ્ત્રનો ટુકડો એ બન્નેને એક સરખી સહેલાઇથીજ સમર્પી શકે.

આવા ભાવથી તરબોળ આ વૃતાંતો છે. છતાં કોઇ કોઇ વાતોને કુરબાનીનું પદ દેવું ઠીક ન જણાય તો એને

એક ત્યાગની કથા કહી માનવામાં વાંધો નથી. નામ દેવાણું છે તે તો આખા પુસ્તકની અંદરથી જાગૃત થતા ભાવની પ્રેરણાએ.

'કર્ણનું બલીદાન' અને 'નરક નિવાસ' આ બન્ને પ્રસંગો કવિવરની 'કાહિની' નામની કૃતિમાંથી લેવાયાં છે.

આથી યે વધુ આકરી કુરબાનીના પ્રસંગો, અનેક ગણા વધુ શૂરાતનના બનાવો, ભરતખંડના પ્રાંતેપ્રાંતમાં ભરપૂર પડયા છે. 'સગાળશા શેઠ' ની કથની ટાગોરને હાથ હજુ નહિ આવી હોય. અકાલીઓનાં બલીદાન ઉપર પણ એમણે કલમ અજમાવી નથી. એ બધી કુરબાનીઓનો મર્મ તો આ વીશ વાતોના હૈયામાં મેલાઇ ચુકયો છે. છતાં આપણે તો આશા કરીએ કે એ વિશ્વમોહિની લેખિની ફરી એક દિવસ આ નવા યુગનાં બલીદાનોનાં યશોગાન ગાવા બેસે. કદાચ એ આશા ન યે ફળે. વિશ્વભારતીના કોલાહલમાં આજ તો એ કવિનો કંઠ બેસી ગયો લાગે છે.

પ્રકાશક.



# કુરબાનીની કથાઓ.



( ૧ )

## ભિક્ષા આપો !

—:૦:—

" શ્રાવસ્તી નગરીનાં ઓ નર–નારીઓ ! જાગો છો કોઇ ? આંખો ઉઘાડશો ? બુદ્ધપ્રભુને માટે ભિક્ષા આપશો ? "

આખી નગરી નિદ્રામાં પડેલી. શ્રાવસ્તીપુરીના મિનારા ઉપર પરોડીઆની ઝાંખી પ્રભા રમતી હતી. દેવાલયોમાં વૈતાલિકોનાં ગાન હજુ ન્હોતાં આરંભાયાં.

એ કોણ છે ? આવે વખતે–આથમી જતા તારાઓના ઝાંખા પ્રકાશમાં, નગરીના માર્ગે માર્ગે અને શેરીએ શેરીએ એ કોણ ટેલી રહ્યું છે ? પ્રભુ ગૌતમને નામે કોણ ભીખ માગી રહ્યું છે ?

એ તો શ્રી બુદ્ધપ્રભુનો શિષ્ય પેલો ભિખ્ખુ અનાથપિંડદ.

સૂતેલા સ્ત્રી–પુરૂષો સળવળ્યાં. સન્યાસીનો સાદ કાન માંડી સાંભળ્યો. ઉંચી ઉંચી અટારીઓનાં દ્વાર ખુલ્યા. ભક્તિભર્યાં

અનેક નરનારીઓ ગૂંજી ઉઠયાં; "ઓહો! આતો પ્રભુનો પોકાર! આતો જીવનની ધન્ય ક્ષણ ! ચાલો, પ્રભુને ચરણે ધરી દઇએ, ધન, લક્ષ્મી, આભૂષણ."

રાજરમણીઓએ મુઠ્ઠીઓ ભરી ભરી રત્નો રેલાવ્યાં, લક્ષ્મીવંતીઓએ કંઠના આભૂષણો તોડી તોડી ફેંકયા, ગરીબ ઘરની ગૃહિણીઓએ વેણીનાં મોતી ચૂંટી ચૂંટી ધરી દીધાં. પ્રભુ બુદ્ધને નામે શી શી સમૃદ્ધિ ન મળે! લક્ષ્મીના જાણે વર્ષાદ વર્ષ્યા ! વસ્ત્રાભૂષણોથી રાજમાર્ગ છવાઇ ગયો !

પરંતુ ભિખ્ખુનો પોકાર તો ચાલુજ રહ્યો! 'ગૌતમપ્રભુ માટે ભિક્ષા આપો ! ' તે ચાલ્યો, આભૂષણો અને લક્ષ્મીનાં પૂર વચ્ચે થઇને તે ચાલ્યો. તેનું પાત્ર તો ખાલીજ હતું.

ઓ અજબ ભિખ્ખુ ! તને શાની ભૂખ રહી ? તને શું જોઇએ ? પ્રભુનો શી ઇચ્છા છે ?

' આ સર્વશ્રેષ્ઠ નગરીના ઓ નરનારીઓ, તમારો પ્રભુ મણિમુક્તાનો ભૂખ્યો ન હોય, તમારો પ્રભુ સુંદર વસ્ત્રાભૂષણો ન વાંછે. ફકીરોના પણ એ ફકીરની ભૂખ કોઇ અનેરી છે. એ અબધૂતની ઇચ્છા સંતોષો, વિચારો, અને ભિક્ષા આપો !

ચકિત બનેલાં નરનારીઓ, નિ:શ્વાસ નાખતાં નિહાળી રહ્યાં. બુદ્ધપ્રભુનો ભિખ્ખુ ખાલી ઝોળી સાથે નગરનો દરવાજો વટાવી ગયો. નિર્જન અરણ્યમાં પણ જાણે વનચરોને પશુ, પક્ષીઓને, આકાશના દેવોને સૂણાવતો હોય તેમ તે પોકારતોજ રહ્યો. ' ગૌતમપ્રભુને માટે ભિક્ષા આપો ! '

અને આ નિર્જન અરણ્યમાં એ કોણ બોલ્યું ? કોણે ઉત્તર આપ્યો ? ત્યાં જુઓ, કંગાળીયતની પ્રતિમા શી એક વૃદ્ધા નારી, વસ્ત્રનો એક ટુકડો વીંટાળીને બેઠી છે. તેના અશક્ત મોઢામાંથી એક ક્ષીણ સ્વર નીકળ્યો. " ખમો, મારા પ્રભુ ! જરા સ્થંભો મારા દેવ ! તે દેવના પણ દેવને આ કંગાલ નારીની આટલી ભેટ ધરજો; " એમ કહેતી એ નારી પાસેના ઝાડની ઓથે ભરાઇ ગઇ, અને ઝાડની પાછળ પોતાના આખા દેહને સંતાડી માત્ર એક હાથ બ્હાર કાઢ્યો. એ હાથમાં શું હતું ? તેનું તે એકનું એક ફાટયું તૂટયું કપડું, તેના નગ્ન શરીરને ઢાંકનારો પેલો એકનો એક ટુકડો.

" સ્વીકારો, મારા પ્રભુ, આ દીનના દાન "

" જય હો ! જગત્ આખાનો જય હો ! મહાભિખ્ખુનું હૃદય આજે ધરાવાનું. આજે ગૌતમનો અવતાર સફળ થયો. જય હો ! ઓ જગત્ જનની. " વસ્ત્રને શિર ઉપર ધરી તે સન્યાસી હર્ષથી નાચતો ચાલ્યો ગયો.



( ૨ )

# ફુલનું મૂલ.

—:૦:—

શિયાળાના દીવસો હતા. કડકડતી શીતમાં ફુલો સુકાઈ ગયેલાં કુંજોમાં અને બગીચામાં ફુલ ઝાડ બધાં શિશુહીન માબાપ જેવાં ઉદાસ ઉભાં હતાં.

પણ પેલું સરોવર કોનું ? એ સરોવરની વચ્ચોવચ્ચ એકજ કમળ ઉઘડેલું. એ તો સુદાસ માળીનું સરોવર. એવું ફુલ તો વસંતમાં પણ ન ખીલે.

સુદાસ એને જોઈને બહુ આનંદથી છલકાઇ ઉઠયો. એના મનમાં થયું કે "રાજાજીને આજે આ ફુલ ભેટ કરી આવીશ. ફુલોના શોખીન રાજાજી આજે અકાળે આ કમળ જોઇને મને મોં માગ્યાં મૂલ આપશે."

વાયુનો એક હિલોળો વાયો, કમળે જાણે ખુશખુશાલ બનીને છેલ્લો હીંચકો ખાધો, માથા ઉપરથી એક કોયલ બોલતી ગઇ; માળીએ માન્યું કે મંગળ શુકન થયાં.

સહસ્ત્ર પાંખડીનું એ ફુલ લઇને સુદાસ રાજમહેલની સામે વાટ જોઇ ઉભો છે. રાજાજીને સમાચાર કહેવરાવ્યા છે.

હમણાંજ રાજા બોલાવશે. મૂલનો લોભી સુદાસ એ ફુલની શી શી જતના કરી રહ્યો હતો ! એની પાંખડી ઉપરથી ઝાકળનું એક બિન્દુ પણ સુદાસે નીચે પડવા ન દીધું.

એટલામાંજ રસ્તે એક આદમી નીકર્યો. કમળને જોતા જોતા એ પુરૂષ પાસે આવ્યો. સુદાસને પૂછ્યું કે "ફુલ વેચવાનું છે ?"

"રાજાજીને ધરવાનું છે."

"મારે તો એ રાજાના પણ રાજાજીને ધરવા મન છે. આજે બુદ્ધદેવ પધાર્યા છે. બોલો શું દામ લેશો ?"

"એક *માષા સૂવર્ણની આશા કરીને બહાર નીકળ્યો છું."

"કબૂલ છે."

ત્યાં તો નોબત ગડગડી. શરણાઇનો સૂર આવ્યો. કુમકુમ ચંદનના થાળ માથે મેલીને રમણીયોનું વૃંદ ગીતો ગાતું ચાલ્યું આવે છે. રાજા પ્રસન્નજીત પગે ચાલતા ચાલતા બુદ્ધદેવને દરશને ઉપડયા છે. નગરની બહાર પ્રભુ પધાર્યા છે.

કમળ જોઇને રાજા હર્ષ પામ્યા. મનમાં થયું કે પ્રભુના પૂજનમાં આજે પુષ્પનીજ ઉણપ હતી, તે પૂરી થશે. રાજાજીએ પૂછ્યું કે " શું મૂલ લઇશ. સુદાસ ? " સુદાસ કહે "મહારાજ, ફુલ તો આ સજ્જને રાખી લીધું."

" કેટલી કિંમતે ? "

---

* સોનું તોળવાનું પ્રાચીન કાળનું માપ.

"એક માષા સુવર્ણ."

હું દશ માષા દઉં !

રાજાજીને માથું નમાવીને પેલો પુરૂષ બોલ્યો કે "સુદાસ, મારા વીશ માષા."

રાજાજીનું મ્હોં પડી ગયું. એનું હૃદય જરા દુભાયું. પેલો પુરૂષ બોલ્યો. "મહારાજ, હું અને આપ બન્ને પ્રભુ બુદ્ધનાં દર્શને ચાલ્યા છીએ. મારે પણ આ પુષ્પ પ્રભુને ચરણેજ ધરવાનું છે. આ પુષ્પને માટે આજ આંહી આપણે રાજા પ્રજા રૂપે નથી ઉભા, બે ભક્તો રૂપે ઉભા છીએ, રોષ કરશો મા, હે સ્વામી ! આજે ભક્તિનાં પૂર દુનિયાદારીની મર્યાદા માનતાં નથી."

હસીને રાજાજી બોલ્યા. "હે ભકતજન ! હું રાજી છું. સુખેથી માગણી કરો. તમે વીશ માષા કહ્યા, તો મારા ચાળીશ"

" તો મારા..................... "

એટલું બોલવા જાય ત્યાં તો સુદાસ બોલી ઉઠયો. "માફ કરજો મહારાજ, માફ કરજો સજ્જન; મારે આ ફુલ વેચવુંજ નથી." એટલું કહીને એણે દોટ મૂકી. નિરાશ ભકતો જોઇ રહ્યા.

સુદાસ માળી ફુલ લઇને નગર બહાર નીકળ્યો. એકલો ઉભો ઉભો એ વિચારે છે કે જે બુદ્ધદેવને ખાતર આ ભક્તો આટલું દ્રવ્ય ખરચે, એ પુરૂષ પોતે કેટલા ધનવાન હશે ? કેટલા દિલાવર હશે ? એને આ ફૂલ આપુ તો કેટલું બધું દ્રવ્ય મને મળશે !"

પદ્માસન વાળીને, વડલાને છાંયડે બુદ્ધ બેઠેલા. ઉજ્વળ લલાટ, મ્હોંપર આનંદ, હોઠમાંથી જાણે સુધા ઝરે છે. જેવો વાદળાનો ઘેરો ગંભીર ઘરઘરાટ, એવીજ એ તપસ્વીની વાણીનો નિર્મળો નાદ.

સુદાસ સ્તબ્ધ બનીને ઉભો. એના મ્હોંમાંથી એક ઉચ્ચાર પણ નથી નીકળતો. એ તો જોઇ રહ્યો છે. પેલા સાધુ સામે! ધનહીન, વસ્ત્રહીન, ઉપવાસી એ સાધુ ! આ ભિખારી એને શું આપવાનો હતો ?

ભોંય ઉપર બેસીને, સુદાસે એ પરમ તપસ્વીના પગ આગળ કમળ ધરી દીધું. વડલાની ઘટામાંથી પંખીઓએ ગાન કર્યું, વાયુની એક લહરી વાઇ, કમળની પાંદડીઓ ફર-ફરીને હસવા લાગી. સુદાસને શુકન ફળ્યાં.

હસીને બુદ્ધે મીઠે સ્વરે સવાલ કર્યો. "હે વત્સ ! કાંઇ કહેવું છે ? કાંઈ જોઇએ છે ?"

ગદ્ગદ્ સ્વરે માળી બોલ્યો કે "કંઇયે નહિ. તમારી ચરણ–રજની માત્ર એકજ કણી !"



( ૩ )

## બ્રાહ્મણ.

—:૦:—

સરસ્વતી નદીના કિનારા ઉપર એક દિવસ સાંજ પડતી હતી. કિનારે ગૌતમ ઋષિનો આશ્રમ હતો.

જંગલમાં છાણાં લાકડાં લેવા,ને ફળ ફૂલ વીણવા ગયેલા બટુકો પાછા આવી પહોંચ્યાં. તપોવનની ગાયો ચરીને આશ્રમે આવી. કિલકિલાટ કરતા બ્રહ્મચારીઓ ન્હાઇ ધોઇને ઋષિજીની આસપાસ પોતપોતાનાં આસન પાથરી ટપોટપ બેસી ગયા. વચમાં હોમનો અગ્નિ પ્રગટાવેલો અનંત આકાશમાં પણ એ સાંજને ટાણે, કોઇ મહા શાંત મહર્ષિની આસપાસ, ન્હાના ન્હાના સુકુમાર તારાઓની મંડળી, શિષ્ય મંડળીની માફક ચુપચાપ કેમ જાણે હવન કરવા બેસી ગઇ હોય !

હોમાગ્નિમાં જેમ ઘી હોમાતું ગયું તેમ અગ્નિની જ્વાળાઓ તપોવનની ઉપર ઝઝૂકી ઉઠી. અરણ્યમાં આઘે આઘે –કેટલે આઘે–એ જ્યોતિનાં દર્શન કરીને વટેમાર્ગુ ચાલતાં હતાં. એવે સમયે આશ્રમને બારણે આવીને એક બાલક લપાતો લપાતો ઉભો રહ્યો. ન્હાના ન્હાના હાથની ગુલાબી હથેલીઓની

અંદર અર્ધ્ય લીધેલું. પાસે આવીને એ બટુકે ઋષિજીને ચરણે હાથમાંનાં ફળફૂલ ધરી દીધાં. બહુજ ભક્તિભર્યાં પ્રણામ કર્યાં.

ઋષિએ એ નવા અતીથિની સામે સ્નેહમય નજર કરી. કોકિલ કંઠે બાલક બોલ્યો " ગુરૂ દેવ " મારૂં નામ સત્યકામ, કૃશક્ષેત્ર મારૂં ગામ. મારી માએ મને બ્રહ્મવિદ્યા શીખવા મોકલ્યો છે.

હસીને બ્રહ્મર્ષિ મીઠી વાણીમાં બોલ્યા. " કલ્યાણ થાઓ તારૂં. હે સૌમ્ય ! તારૂં ગોત્ર કયું. બેટા ? તને ખબર નહિ હોય કે બ્રહ્મવિદ્યા તો માત્ર બ્રાહ્મણના બાળકનેજ શીખવાય.

ધીરે સ્વરે બાલકે કહ્યું " મારા ગોત્રની તો મને ખબર નથી. મહારાજ, હું મારી માને જઇને પૂછી આવું ? પૂછીને તરતજ પાછો આવીશ."

આતુર બાળક એટલું કહીને ગુરૂને નમન કરી ચાલી નીકળ્યો—સાંજેજ ચાલી નીકળ્યો. અંધારામાં એકલોજ ચાલ્યો, જંગલ વીંધીને ગયો. વનનાં પશુઓની ત્રાડો એને થરથરાવી ન શકી. આશ્રમમાં જઇને ભણવાની શી એની આતુરતા !

નદીને કિનારે ગામ હતું. ગામને છેડે, પોતાની માનું ઝુંપડું હતું. બાળક ત્યાં પહોંચ્યો. ઘરમાં ઝાંખો દીવો બળે છે. ને એની મા જબાલા, બારણામાં ઉભી ઉભી દીકરાની વાટ જુએ છે.

છાતી સાથે ચાંપીને માએ પૂછ્યું. " ઋષિએ શું કહ્યું બેટા ? "

સત્યકામ કહે " માડી, ઋષિજી તો પૂછેછે કે તારૂં ગોત્ર કયું ? બ્રહ્મવિદ્યા તો માત્ર બ્રાહ્મણનેજ ભણાવાય. બોલ માડી, આપણું ગોત્ર કયું ? "

એ સાંભળીને માતાનું મ્હોં શરમથી નીચું પડયું. કોમળ કંઠે એ દુઃખી નારી બોલી " બેટા ! મારા પ્રાણ ! તારી મા જુવાન હતી, ગરીબીની પીડામાં એ પડી હતી. તારે કોઈ બાપ હતોજ નહિ. દેવતાઓની મેં બહુ પ્રાર્થના કરી. દેવતાઓએ દયા કરીને તને મારે પેટે જન્મ આપ્યો. તારે ગોત્ર કયાંથી હોય વ્હાલા ! તારે બાપજ ન હતો."

તપોવનની અંદર બીજા દિવસનું સુંદર સવાર પડયું. એ વૃદ્ધ વડલાને છાંયડે વૃદ્ધ ઋષિજી બેઠા. એને વીંટળાઇને પીળાં વસ્ત્રોવાળા બટુકો બેસી ગયા. તાજું સ્નાન કરેલું, તેનાં જળ-બિન્દુઓ એ બટુકોની જટામાંથી ઝરતાં હતા. તપોવનનાં પુણ્યની નિર્મળ કાંતિ એ કુમારોના મ્હોં ઉપરથી કિરણો કાઢતી હતી. વડલા ઉપર પંખીઓ ગાય, ચોપાસનાં ફુલો ઉપર ભમરાઓ ગાય, સરસ્વસ્તીનો પ્રવાહ ગાય, ને આશ્રમના કુમારો બધા એક સાથે શાંત શામવેદની ગાથાઓ ગાય. એ ચતુરંગી ગાન કેવું ? એકલી બેઠી બેઠી કુદરત ચોતારૂં કોઈ વાજીંત્ર બજાવી રહી હોય તેવું.

તપોવનના અનેક બટુકો જ્યારે કુદરતના વાજીંત્રની સાથે સૂર મેળવી સંગીત ગાઇ રહ્યા છે, ત્યારે સરસ્વતીને તીરે

ચાલ્યો આવતો પેલો સત્યકામ શાં શાં રૂદન રડી રહ્યો છે ? એના મનમાં થાય છે કે " રે ! હું ગોત્ર હીન ! મારે કોઇ બાપ નહિ ! જગતમાં હું કેવળ એક, આકાશમાંથી ખરી પડેલો તારો ! હું માત્ર સત્યકામ ! અર્થહીન એક શબ્દ ! આ મારા જેવાજ અનેક કુમારો આંહી ગાન કરી રહ્યા છે. ઋષિ એને ખોળામાં બેસાડે છે, છાતી સાથે દાબે છે, ચુંબન કરે છે. બટુકોની આ મંડલીમાં પગ મૂકવાનું મારે માટે બંધ ! હું ગોત્ર હીન !

શરમાતો શરમાતો એ બાળક આઘે ઉભો રહ્યો. ઋષિજીની નજર પડી, સત્યકામને બોલાવ્યો.

" આંહી આવ બેટા ! કહે, તારૂ કયું ગોત્ર, હે સુંદર બાલક ? "

બાલકે નીચું વળેલું મસ્તક ઉંચુ કર્યું કાળી કાળી એની બે મોટી આંખોની પાંપણો આંસુમાં ભીંજાણી. એ બોલ્યો. "મહારાજ, માએ રડીને કહ્યું કે મારે કોઇ પિતા નહોતો. માએ દેવતાની બહુ ભક્તિ કરેલી, એટલે દેવતાઓએ એ ગરીબ માને પેટે મને જન્મ દીધો. મારે કોઇ ગોત્ર નથી, હે ગુરૂ !

બટુકોની મંડળીમાં હસાહસ ચાલી, મધપૂડા ઉપર પથરાનો ઘા થાય ને જેમ મધમાખીઓ ગણુગણી ઉઠે, તેમ વિદ્યાર્થીઓમાં કોલાહલ ફેલાયો.

કોઇ મશ્કરી કરતો કરતો સત્યકામની સામે હસે છે

કોઇ કહે છે કે " અરર! એને બાપજ નહિ. "

કોઇ બોલ્યો " ધિક્કાર છે. એને ગોત્ર જ ન મળે. "

કોઈ કહે " શું મોઢું લઇને એ આંહી પાછો આવ્યો ? "

કોઇ કહે " ગુરૂજી એની સાથે કાં વાતો કરે ? "

સત્યકામની આંખોમાંથી અશ્રુની ધારા ચાલી. મશ્કર સાંભળીને એના માથામાં એકજ અવાજ ગાજી રહ્યો કે—

" હું પિતાહીન, હું ગોત્રહીન "

ઋષિના કાન મંડાયા છે, પેલા બટુકોના ટીખળ તર ઋષિની આંખો ચોટી છે. આ નબાપા બાળકના સુંદર ચહે તરફ. બ્રહ્મર્ષિનું હૃદય વિચારે છે કે " ધન્ય છે, સત્યવા બાળક ".

આસન પરથી આચાર્ય ઉભા થયા. બાહુ પસારીને એ એ રડતા બાળકને આલીંગન કર્યું, વેદીની પાસે એ ખેંચી લીધો ને કહ્યું " તું ગોત્રહીન નહિ, તું પિતાહીન નહિ તું અબ્રાહ્મણ નહિ, હે બેટા ! તુંજ શુદ્ધ બ્રાહ્મણ, તારા ગોત્ર નામ સત્યગોત્ર. એ નામ કદાપિ ભૂલીશ નહિ, હો તાત ! "

સ્તબ્ધ બનીને બટુકો જોઇ રહ્યા. શરમમાં ને શરમ એનાં મોઢાં નીચાં નમ્યાં. તપોવનમાં એક બ્રહ્મચારી વધ્યો ગુરૂદેવનો સૌથી વધારે વ્હાલો એ સત્યકામ !



( ૪ )

## પુજારિણી.

—:૦:—

અઢી હજાર વરસની જૂની આ વાત છે. મગધ દેશના રાજા બિમ્બીસારે પ્રભુ બુધ્ધને એકવાર આજીજી કરી કે "હે દેવ! શ્રીચરણના નખની એક કણી મળે તો બહુજ સુખ પામીશ."

"એ કણી લઇને જગતમાં શાં શાં ધતીંગ ફેલાવવા માગો છો! ભૂપતિ ?" બુધ્ધે હસીને પૂછયું.

"એકજ ધતીંગ, પ્રભુ! અહિંસાનો સંદેશ, અને સત્યની ખાતર આત્મ સમર્પણ!"

❦ ❦ ❦ ❦

રાજ-બગીચાની અંદર, એક ખુણામાં નખની એ કણી દાટીને એના ઉપર સુંદર સ્તંભ ચણાવ્યો. દેશદેશના કારીગરોએ આવીને સ્તંભ ઉપર બારીક નકશી મૂકી. એ પત્થરો પણ હમણાં બોલી ઉઠશે, પોતાના જ રૂપ ઉપર મુગ્ધ બનીને પત્થરો નાચી ઉઠશે એવી શોભા શિલ્પકારોએ વિસ્તારી દીધી.

રોજ સાંજ પડે, ત્યારે મહારાજની મહારાણી, અને રાજબાળાઓ સ્નાન કરે, શુદ્ધ વસ્ત્રો પહેરે, છાબડીમાં ફુલો વીણે,

અને સોનાની થાળીમાં પૂજાની સામગ્રી ભરીને એ સ્થંભ પાસે પધારે. સ્તંભની આસપાસ ફુલોની માળા રાત્રીભર મ્હેકી રહે, અને દીવાઓની જ્યોતિ–માળા રાત્રીભર ઝગકી રહે.

સંધ્યાએ સંધ્યાએ નવી પૂજા, નવાં પુષ્પો, ને નવી જ્યોતિકાઓ.

વર્ષો વીત્યાં. બિમ્બીસાર રાજા મરણ પામ્યા. યુવરાજ અજાતશત્રુ સિંહાસને બેઠા. બ્રાહ્મણધર્મનો એ ભક્ત ! રાજ–નગરીમાં લોહીની નદીઓ વહેવડાવીને એણે પિતાનો ધર્મ ઉખેડી નાખ્યો. હોમ યજ્ઞની જ્વાળાઓની અંદર એણે બૌધ ધર્મનાં શાસ્ત્રો સમર્પી દીધા. રાજનગરીમાં સાદ પડાવ્યો કે, “ખબરદાર ! પૂજાનાં ત્રણજ પાત્રો છે. વેદ, બ્રાહ્મણ, અને રાજા. ચોથા કશાનીયે પૂજા કરનારાનો હું પ્રાણ લઈશ.”

નગરીનાં નરનારીઓ કમ્પી ઉઠયાં. બુધ્ધના નામનો ઉચ્ચાર બંધ થયો. યજ્ઞની વેદીમાંથી ઠેર ઠેર જ્વાળાઓ છુટીને ખાઉં ખાઉં કરતી, પોતાની જળહળતી જ્યોત ચોપાસ ફેરવતી આકાશમાં ચડવા લાગી.

તે દિવસની સાંજ આવી. રાજમહેલની એક દાસી ન્હાઇ ધોઇને તૈયાર થતી હતી, ફુલો અને દીવાઓ સજ્જ કરતી હતી; એના હોઠ ઉપર બુદ્ધદેવના નામોચ્ચાર થતા હતા.

આ નારી તે કોણ ? કાં એને ભય નથી ? એણે શું પેલી રાજ–આજ્ઞા નથી જાણી.

શ્રીમતી નામની એ દાસી. રોજ સાંજે રાજ–રમણીયો પૂજા કરવા જાય ત્યારે આ અભણ ને અજ્ઞાન નારી પૂજાની સામગ્રી તૈયાર કરી, હાથમાં ઉપાડી, પુજનારીઓની સાથે જતી. જઇને આઘે એક ખુણામાં ઉભી રહેતી. કાંઇ આવડે તો નહિ, પણ આંખો મીંચીને ઉભી ઉભી રોજ એ કાંઈક બડબડયા કરતી. એની કાલીઘેલી વાતો કેમ જાણે કોઈ અંતરિક્ષમાંથી સાંભળતું હોય, મીઠા મીઠા ઉત્તર દેતું હોય, તેમ આ દાસી છાનીછાની હસ્યા કરતી.

રાજ–આજ્ઞા એણે સાંભળી હતી. ધૂપદીપ લઇને શ્રીમતી રાજમાતાની પાસે આવી ઉભી રહી. બોલી કે "બા, પૂજાનો સમય થયો."

મહારાણીનું શરીર થરથરી ઉઠયું. ભયભીત બનીને એ બોલ્યાં, "નાદાન ! નથી જાણતી ? સ્થંભ ઉપર ધૂપદીપ કરનારાંને શૂળી મળશે. કાં તો કાળું પાણી મળશે. ભાગી જા. પૂજાનું નામ હવે લેતી ના !"

પાછી વળીને શ્રીમતી, રાજરાણી અમિતાને ઓરડે પહોંચી. રત્નજડિત આરસી સામે ધરીને રાણીજી અંબોડા બાંધતાં હતાં, ને સેંથામાં સીંદુર ભરતાં હતાં.

પૂજાની સામગ્રી શ્રીમતીના હાથમાં જોઇને રાણીજી ઝબકયાં. એનો સેંથો વાંકોચુંકો થઈ ગયો.

શ્રીમતી કહે "રાણીજી પૂજાનો સમય થયો."

રાણી બોલ્યાં "સાથે સાથે મરવાનો પણ સમય થયો છે

કે શું ? આંહીથી જલદી ચાલી જા, કોઇ જોશે તો રાજાજીનો કોપ સળગશે, મુર્ખી ! પૂજાના દિવસો ગયા."

આથમતા સૂર્યની સામે બારી ઉઘાડીને રાજકુમારી શુકલા એકલાં પડયાં પડયાં કવિતાનું પુસ્તક વાંચવામાં મગ્ન હતાં. ઝાંઝરનો ઝણુકાર સાંભળીને બારણા સામે જુએ,ત્યાંતો શ્રીમતી !"

"કુંવરી બા ! ચાલો પૂજા કરવા."

"જા રાંડ, તું, મરવા."

❦ ❦ ❦ ❦

નગરીને બારણે બારણે શ્રીમતી રખડી. પોકાર કર્યો કે "હે નગરનારીઓ ! પ્રભુની પૂજાનો સમય થયો. ચાલો. શું કોઇયે નહિ આવો ? રાજાજીની શું આટલી બધી બીક ? પ્રાણ શું આટલા બધા વહાલા. ?

કોઈએ જવાબ ન દીધો. શ્રીમતી એ રમ્ય સંધ્યાકાળની સામે જોઈ રહી. દિશાઓમાંથી ઉંચે ઉભું ઉભું જાણે કોઇ કહેતું હતું કે સમય જાય છે, પુત્રી શ્રીમતી, પૂજાનો સમય જાય છે." શ્રીમતીનું મ્હોં પ્રકાશી ઉઠયું. એ ચાલી.

દિવસની છેલ્લી પ્રભા અંધકારમાં મળી ગઇ. માર્ગ આખો નિર્જન, અને અંધકારમય. લોકોનો કોલાહલ ધીરે ધીરે બંધ પડયો. રાજાજીના દેવાલયમાંથી આરતીના ડંકા સંભળાયા.

રાત પડી. ઘોર અંધકારમાં અનંત તારાઓ ઝબુકી ઉઠયા. દ્વારપાળે રાજ મહેલનાં બારણાં બંધ કરી બૂમ પાડી કે " સમય ખલ્લાસ થયો. "

એ મોડી રાતે રાજમહેલના પહેરીગીર કેમ એકાએક ચમકી ઉઠયા ? એણે શું જોયું ? ચોર ? ખુની ? કે કોઇ રાક્ષસ ?

ના, ના ! એણે જોયું કે રાજ-બગીચાને એક ખુણે, ઘોર અંધકારની અંદર, બુદ્ધ દેવના સ્થંભની ચોપાસ, દીવાઓની જ્યોતો જળહળી રહી છે.

ખુલ્લી તલવાર લઇને નગર-રક્ષકો દોડતા આવ્યા. સ્થંભ પાસે જઇને જુએ તો એક રમણી સ્થંભની પાસે ઘુંટણપર પડીને બેઠી છે. બીડાયેલી આંખો, અને કાંઇક બડબડી રહેલા હોઠ ઉપર એક હાસ્ય ફરકી રહેલું. અંતરિક્ષમાં એ કોણ મિત્ર તને મળ્યો હતો, હે તરૂણી ?

નગર-પાળે આવીને એ ધ્યાન મગ્ન શરીરને ઢંઢોળ્યું. સવાલ કર્યો કે " તું કોણ ? "

"હું શ્રીમતી-બુદ્ધ ભગવાનની દાસી".

ઉઘાડી તલવાર એ રમણીની ગરદન પર પડી-સ્થંભનો એ પવિત્ર પાષાણ તે દિવસે લોહીથી ભીંજાયે. રે ! વધુ પવિત્ર બન્યો.

શરદ ઋતુની એ નિર્મળ રાત્રીયે, રાજ-બગીચાના એ ખુણાની અંદર, એકાકી ઉભેલા એ સ્થંભને ચરણે, આરતીના છેલ્લા દીવા ઓલવાઇ ગયા. પણ પેલી મરનારીના અંતરની જ્યોત તો જુગ જુગાન્તર સુધીયે નહિ બુઝાય.



(૫)

## અભિસાર.

—:૦:—

મથુરા નગરીના ગઢની રાંગે એક સંન્યાસી સૂતેલા. નામ ઉપગુપ્ત.

શ્રાવણ મહિનાની ઘોર રાત્રી જામતી હતી. નગરના દીવા પવનને ઝપાટે ઝપાટે બુઝાતા હતા. ગઢના દરવાજા ધીરે ધીરે બંધ થવા લાગ્યા. નગરને કાંગરે દીવા નથી. ઘનઘોર આકાશમાં તારાયે નથી.

સૂતેલો સંન્યાસી અંધારામાં કેમ ઝબકી ઉઠયો ? ઝાંઝરના ઝંકાર કરતો કોનો મધુર ચરણ એની છાતી સાથે અફળાયો ?

ક્ષમાથી ભરપૂર એ યોગીની આંખો ઉપર કોઇ ગુપ્ત દીવાનું આસમાની અજવાળું પડ્યું. એ કોણ હતું ?

મથુરાપુરીની મધુર-કંઠી એક ગાયિકા, પેલી વાસવદત્તા. આજ અંધારી રાત્રે કોઇ પ્રિયતમની પાસે જવા એ નીકળી હતી. એના

આસમાની ઓઢણાની અંદરથી યૌવન ફાટ ફાટ થતું તોફાને ચડયું હતું. અંગ ઉપરનાં આભુષણો રણઝણી રહેલાં. મદોન્મત્ત એ રમણી આજ તો વળી તોફાને ચડેલી—વ્હાલાને ભેટવા આજે ભાન ભૂલેલી–પૂર જોશમાં ધસ્યે જતી હતી. અંધારામાં પગ સાથે સંન્યાસીનું શરીર અફળાયું. વાસવદત્તા થંભીને ઉભી રહી.

ઓઢણાના છેડામાં છૂપાવેલો ઝીણો દીવો ધરીને રમણી એ સાધુના મ્હોં સામે નિહાળી રહી. સુકુમાર ગૌર કાંતિ, હાસ્ય ભરી એ તરૂણાવસ્થા; નયનોમાં કરૂણાનાં કિરણો ખેલે છે. ઉજ-વળ લલાટની અંદર જાણે ચંદ્રની શીતળ શાંતિ! કેવું એ સાધુનું રૂપ!

હાયરે રમણી ! આવું રૂપ આજે ધરતી ઉપર રગદોળાય છે! એને ઢાંકવા પૂરા વસ્ત્રો પણ નથી! તું શું જોઇ રહી છે? શેમાં ગરક થઇ ગઇ છે, નારી ? પગ ઉપાડ, પગ ઉપાડ. રાજ મહેલનો નિવાસી કોઇ પ્રેમી તારી વાટ જોતો ઝરૂખામા ઉભો હશે !

સંન્યાસીના ચરણ સ્પર્શીને વાસવદત્તા દીન વચને બોલી. “આપને અજાણ્યે વાગી ગયું. હે સાધુવર ! મને માફ કરો.”

હસીને સાધુ બોલ્યા. "કાંઇ ફિકર નહિ. હે માતા ! સુખેથી સીધાવો, તમારે વિલંબ થતો હશે."

તોયે આ અભિસારીકા કાં હટતી નથી ? એના પગ કોણે ઝાલી રાખ્યા ?

ફરીવાર એ દીન અવાજે બોલી. "હે તપસ્વી ! આવું સુકોમળ શરીર આ કઠોર ધરતી ઉપર કાં રખડાવો છો ? નિર્દય લોકોએ કોઇએ એક સુંવાળું બિછાનું યે ન કરી આપ્યું ? સાધુએ તો અબોલ રહીને હસ્યાજ કીધું.

"મારે ઘેર પધારશો ? એકાંતમાં પથારી કરી આપીશ. પધારો, હું પાછી વળું."

"માતા ! આજે તો જેનો વારો છે તેની પાસેજ જઈ આવો. એક દિવસ મ્હારો પણ વારો આવશે. તે દિવસે હું વિના બોલાવ્યે ચાલ્યો આવીશ. બ્હેન આજે તો સીધાવો, જેને કોલ દીધો છે તેની પાસે."

એટલી વારમાં તો જામેલાં વાદળાં તૂટી પડયાં. આકાશનું હૃદય ચીરીને વીજળી જાણે ઘર છોડી અભિસાર કરવા નીકળી પડી. ઘોર ગર્જના થઇ, જાણે પ્રલયના શંખ વાગ્યા. ત્રાસથી પેલી રમણી કમ્પી ઉઠી. કોને માલૂમ છે, ક્યાં સુધી એ કોમ-

લાંગી ભીંજાણી હશે, થરથર કમ્પી હશે, ને રડી હશે ? એનો અભિસાર તે રાત્રીએ અધુરો રહ્યો.

શ્રાવણ મહિનો વીતી ગયો. ત્યાર પછી તો ઘણાયે મહિના આવ્યા ને ગયા. આજ ચૈત્ર માસની સાંજ પડતી હતી. વ્યાકુળ બનીને વાયુ જાણે કોઇને ભેટવા ચાલ્યો હતો. માર્ગ પરના તરૂવરોને કુંપળો ફુટી હતી. રાજાજીના બગીચામાં આજે બકુલ ફુલ ખીલેલાં, પારૂલ ખીલેલાં, અપરંપાર ફુલો ખીલેલાં. !

અને નગરીનાં તમામ નરનારીઓ આજે મધુવનમાં વસંતો-ત્સવ કરવા ગયેલાં. નિર્જન એ નગરીના ઝરૂખાઓમાં ડોકીયાં કરી કરીને આકાશનો ચંદ્ર મલકી રહ્યો હતો. દૂરદૂરથી બંસીના સ્વરો આવતા હતા. ચંદ્રના એ અજવાળાની અંદર, નિર્જન માર્ગ ઉપર એ કોણ જાય છે ? એ તો પેલો તપ-સ્વી ઉપગુપ્ત. તપસ્વી રાત્રીયે કાં રખડે ? દૂરદૂરથી બંસીના સ્વરો આવે, માથા ઉપર વૃક્ષોની ઘટામાં કોયલ ટહુકે, સામે ચંદ્ર હસે; આજે એ તપસ્વીની અભિસાર–રાત્રી આવી પહોંચી કે શું ?

નગર છોડીને તપસ્વી ગઢની બહાર ચાલ્યા. અજવાળું વટાવીને આંબાની અંધારી ઘટામાં પેઠા. એના પગ થંભ્યા. એ પગની પાસે શું પડ્યું હતું ?

દુર્ગંધ મારતું એક માનવ–શરીર. અંગનાં રોમેરોમમાં કોઇ દારૂણ રોગ ફાટી નીકળેલો. આખો દેહ સળગીને જાણે કાળો બની ગયો હોય !

ગામના લોકોએ એ ચેપી રોગમાં પીડાતી કોઇ બિચારી સ્ત્રીને ઘસડીને નગરની બહાર નાખી દીધેલી.

પાસે બેસીને સંન્યાસીએ એ બિમારનું માથું ઉપાડી ધીરે ધીરે પોતાના ખોળામાં મેલ્યું.

'પાણી પાણી'નો પોકાર કરતા બે હોઠ ઉપર શીતળ પાણી રેડ્યું. કપાળપર પોતાનો શીતળ સુકોમળ હાથ મેલીને શાંતિનો મંત્ર ગાયો. ચંદનનો લેપ લઇને એ સડેલા શરીરને અંગે અંગે એણે મર્દન કર્યું. મધુર અવાજે પૂછ્યું કે "કાંઇ આરામ મળે છે, રમણી ?"

"તમે કોણ, રે દયામય, તમે ક્યાંથી આવ્યા ?" દુર્બળ અવાજે દરદીએ પ્રશ્ન કર્યો. એની આંખોમાંથી આંસુની ધારા છૂટી.

ધીરે હસીને સંન્યાસી પૂછે છે.

"ભૂલી ગઇ, વાસવદત્તા ? શ્રાવણ માસની ઘનઘોર રાત્રીયે આપેલો કોલ યાદ નથી આવતો, નારી ?"

"દેવ, ઓ દેવ ! યાદ છે. પણ આજે ?" રડતી રમણી બોલી.

"આજે મારા અભિસારની આ મીઠી રાત્રી આવી છે. વાસવદત્તા ?"

"વેશ્યાને માટે પણ પ્રભુ છે કે ?" એટલું કહીને એ ગાયિકાનો કંઠ ભરાઇ આવ્યો. એક વખતની એ ગાયિકા, આજે ગાન ભૂલી–શબ્દો ભૂલી.

ઉપરથી ફુલો ઝર્યાં. કોયલ ટૌકી. ચંદ્ર મલક્યો. યોગીની એ અભિસાર–રાત્રી !



( ૬ )

## વિવાહ.

—:૦:—

રાતનો બીજો પહોર જામતો ગયો તેમ તેમ શરણાઇઓ-માંથી બીહાગના સ્વરો નીકળવા લાગ્યા. ઢોલ નગારાંનો કોલા-હલ બંધ છે. માયરાની નીચે વર કન્યા આંખો નમાવીને સપ્તપદીના મંત્રો સાંભળી રહ્યાં છે. ચોપાસના ઝરૂખાઓની બારીઓ ખોલી ખોલીને નગરની રમણીઓ ઘૂમટાના ઝીણા બાંકોરામાંથી વર-કન્યાને જોઇ રહી હતી. આષાઢના નવમા દિવસની એ ઝરમર ઝરમર વરસતી રાત્રીયે, ધીરૂં ધીરૂં આકાશ ગરજે છે, ને ધરતી ઉપર ધીરી ધીરી શરણાઇ બોલે છે. એ કોણ પરણતાં હતાં ?

એક ક્ષત્રીય રાજકુમાર પરણતો હતો. મેવાડ મંડળેશ્વરનો એક માંડળીક–મૈત્રીનો તરૂણ રાજકુમાર. શરણાઇના એકલા સૂર ક્ષત્રીયના વિવાહમાં નહિ તો બીજે ક્યાં વાગે ? બીજે ક્યાં શોભે ?

ઇશાન ખુણામાંથી વાયુના સૂસવાટા વાય છે. આકાશની છાતી ઉપર વાદળાં ઘેરાય છે. માયરામાં મણિ-જડિત ઝુમ્મર લટકે છે, દીવાઓ જાણે એ મણિઓની અંદર પોતાનાં હજારો પ્રતિબિમ્બો નિહાળી નિહાળી નાચી રહ્યા છે.

જ્યોતિઓથી ઝળહળતા એ લગ્ન મંડપમાં અનાચક કોણ વિદેશી આવીને ઉભો રહ્યો ? દરવાજે આ રણશીંગડું કોણે વગાડયું ! જાનૈયાઓ વિજળીના ચમકારાની જેમ ખડા કેમ થઇ ગયા ? તલવાર ખેંચીને ક્ષત્રીયો વર કન્યાની આસપાસ કાં વીંટળાઇ વળ્યા ! કોઇ યમદૂત આવી પહોંચ્યો કે શું ? ના. એ તો મારવાડરાજનો દૂત આવ્યો છે. વરરાજાના હાથમાં એક લોહીથી છાંટેલો કાગળ મેલે છે, અને સંદેશો સંભળાવે છે કે-"દુશ્મનો મારવાડમાં આવીને ઉભા છે, રાણાજી રામસિંહ રણે ચડી ચુકયા છે. રાણાજીએ કહાવ્યું છે કે, હે માંડળિકો ! હથીઆર લઇને હાજર થજો. બોલો કુમાર, જય, રાણા રામસીંગનો જય."

મૈત્રીનો કુમાર માયરામાં ઉભો ઉભો ગરજી ઉઠયો કે "જય, રાણા રામસીંગનો જય." એની ભ્રકુટિ ખેંચાણી. એના કપાળપર પરસેવાના બિન્દુ જામ્યાં. અને પેલી તરૂણી ! નીચે

નમેલી એની આંખોમાં આંસુ છલછલ થાય છે, એ ક્ષત્રી-યાણીનું અંગ થરથર થાય છે. રાજકુમાર એ રમણીની સામે ત્રાંસી એક નજર નાખવા જાય ત્યાં તો દૂત બૂમ પાડી ઉઠયો. "સાવધાન ક્ષત્રી ! હવે સમય નથી." એ ભીષણ અવાજથી આખો મંડપ જાણે કમ્પી ઉઠયો, દીવાની જ્યોતો જાણે થંભી ગઇ.

"અશ્વ લાવો, રે કોઇ દોડો ! અશ્વ લાવો." કુમારે સાદ કર્યો. ચાર નેત્રો ન મળી શકયાં. મુખમાંથી વિદાયનો એક ઉચ્ચાર પણ ન કરી શકાયો. એ વીરની છાતીમાંથી આંસુ ઉઠયાં. આંખોને દરવાજે આવીનેજ એ પાછાં વળી ગયાં. હણહણતો અશ્વ આવી પહોંચ્યો. એનો એ લગ્ન-મુગટ, એની એ ગુલાલ ભરી આંગડી, હાથમાં એનો એ મંગળ મીંઢોળ! રાજા અશ્વ પર ચડી ચાલી નીકળ્યો. કન્યા તો ઘોડાના ડાબલા સાંભળતી રહી, મંડપના દીવા મણિમાળામાં પોતાના મ્હોં નિહાળતા રહ્યા, પુરોહિતનો મંત્રોચ્ચાર અરધે આવીને ભાંગી ગયો અને શરણાઇના સૂરો શરણાઇના હૈયામાંજ સમાયા. અધુરી રહેલી એ સપ્તપદી હવે ક્યારે પૂરી થવાની ?

અંતઃપુરમાં લાવીને માએ કન્યાને રડતાં રડતાં કહ્યું "બેટા-

ગણી દીકરી ! પાનેતર ઉતારી નાખ. મીંઢોળ છોડી દે. મરેલો ઘોડેસ્વાર હવે ક્યાંથી પાછો આવે ?"

કુમારી કહે, "પાનેતર ઉતારવાનું કહેશો નહિ. માડી, બાંધેલા મીંઢોળ હવે છૂટવાના નથી. આ વેશેજ હું હમણાં મૈત્રો–પુર ભણી ચાલી નીકળીશ. ચિંતા કરશો નહિ. મા ! રજપુત પાછો આવ્યા વિના રહેશે નહિ. અધુરા રહેલા ફેરા ત્યાં જઇને ફરી લેશું."

પુરોહિતે આવીને આશીવાદ દીધો. દુર્વાના પવિત્ર તરણાં સાથે બંધાવ્યાં. નગરની નારીઓનાં મંગળ ગીત સાંભળતી સાંભળતી રાજકુમારી વેલડીમાં બેઠી. સાથે રંગીન વસ્ત્રો પહેરીને દાસ દાસીઓ નીકળ્યાં.

માતા બચ્ચી કરીને કહે કે "બેટા ! આવજે હો !"

એની આંખમાં આંસુ સમાયાં નહિ.

બાપુ માથે હાથ મેલીને બોલ્યા કે, "દીકરી આવજે હો !"

છાનીમાની એણે આંખો લૂછી. ઘુઘરીયાળી વેલ, ધુળના ગોટા ઉરાડતી પાદર વળોટી ગઇ, નદીને પહેલે પાર ઉતરી ગઇ, સ્મશાનની પડખે થઇને નીકળી ગઇ. માબાપ જોઇ રહ્યાં. એ જાય ! એ દેખાય ! એ આકાશમાં મળી જાય ! એ શરણાઇનો સૂર સંભળાય.

અધરાત થઇ, અને મૈત્રી-પુરીના દરવાજા પાસે મશાલોનો પ્રકાશ ઝળહળી ઉઠયો. શરણાઇઓનાં મંગળ ગીતો સાંભળતી સાંભળતી પેલી રાજકુમારી આવી પહોંચી.

નગરને દરવાજે પ્રજાજનોની મેદની જામેલી. સહુનાં અંગ ઉપર સફેદ વસ્ત્રો.

પ્રજાજનો બૂમ પાડી ઉઠયા કે-

"શરણાઇ બંધ કરો."

શરણાઇ બંધ પડી. દાસ દાસીઓએ પૂછયું કે 'શું હકીકત છે ?'

નગરજનો બોલી ઉઠયા.

"મૈત્રીના રાજા આજે યુદ્ધમાં મરાયા, આંહી એની ચિતા ખડકાય છે. હમણાં એને અગ્નિદાહ દેવાશે"

કાન માંડીને રાજકુમારીએ વાત સાંભળી. આંસુનું એક ટીપુ પણ એ બે આંખોમાંથી ટપકયું નહિ. વેલડીનો પડદો ખોલીને કુમારીએ હાકલ મારી. "ખબરદાર ! શરણાઇ બંધ કરશો મા ! આજે અધુરાં લગ્નો પુરાં કરશું, છેડાછેડીની ગાંઠ જે બંધાણી છે તેને ફરી ખેંચી બાંધશું, આજે સ્મશાનના પવિત્ર અગ્નિ દેવની સમક્ષ, ક્ષત્રીઓની મહાન મેદની વચ્ચે સપ્તપદીના બાકી રહેલા મંત્રો બોલશું."

"બજાવો શરણાઇ, મીઠા મીઠા સૂરની બધીએ રાગણી બજાવી હ્યો."

ચંદનની ચિતા ઉપર મૈત્રી–રાજનું મુડદું સૂતું છે. માથા પર એનો એ લગ્ન–મુગટ, ગળામાં એની એ વરમાળા, જમણી ભુજા ઉપર એનો એ મીંઢોળ. વિવાહ વખતનું એ મૃદુ હાસ્ય હજુ હોઠ ઉપર ઝલકી રહ્યું છે. મૃત્યુએ એ વરરાજાની કાંતિનું એક કિરણ પણ નથી ઝુંટી લીધું. સૂતેલો વરરાજા શું કન્યાની વાટ જોતો જોતો મલકી રહ્યો છે ?

વેલમાંથી રાજકુમારી નીચે ઉતર્યાં. છેડાછેડી બાંધીને વરરાજાના ઓશીકા આગળ બેઠાં. સૂતેલા સ્વામીનું માથું ખોળામાં લીધું, સપ્તપદીનો ઉચ્ચાર આરંભ્યો.

નગરની નારીઓના વૃંદ આવીને મંગળ ગીતો ગાય છે, પુરોહિત 'ધન્ય, ધન્ય' પોકારે છે, ચારણો વીરાંગનાનો જય જયકાર બોલાવે છે, અને ભડભડાટ કરતી ચિતા સળગી ઉઠે છે.

જય હો એ ક્ષત્રી જુગલનો !



( ૭ )

## માથાનું દાન.

—:૦:—

કોશલ દેશના મહારાજા બહુ દાનેશ્વરી. નગરે નગરમાં એના યશોગાન ગવાતાં. પ્રભાતે એનું નામ લઈને લોકો પાવન થતાં.

કાશી નગરીની અંદર એક દિવસે ઉત્સવ થતો હતો. દેવાલયોમાં ઘંટા–રવ થાય છે, લોકોનાં ટોળેટોળાં ગીતો ગાય છે, કે "જય કોશલ પતિ." સાંજને ટાણે સ્ત્રીઓએ પોતાનાં આંગણામાં દીપમાળા પ્રગટાવી છે.

કાશીરાજ કહે કે "શી ધામધૂમ છે ?"

પ્રધાન કહે કે "કોશલના ધણીનો આજે જન્મ દિવસ છે"

"મ્હારી પ્રજા કોશલના સ્વામીને શામાટે સન્માન આપે ?"

"મહારાજ ! પુણ્યશાળી રાજા માત્ર પોતાના મુલક ઉપરજ નહિ, પણ જગત આખાનાં હૃદય ઉપર રાજ કરે છે. એની માલીકીને કોઇ માટીના સીમાડા અટકાવી ન શકે."

"એ...એ...મ ?" કાશીરાજે દાંત ભીંસ્યા. ઇર્ષ્યાથી એનું હૃદય સળગી ઉઠ્યું.

ચૂપાચૂપ એકવાર કાશીની સેનાએ કોશલ ઉપર છાપો માર્યો. સેનાને મોખરે કાશીરાજ પોતે ચાલ્યા.

સેના વિનાનો એ ન્હાનો રાજા કોશલેશ્વર બીજું શું કરે ? ખડગ ધરીને રણે ચડયો, હાર્યો, લજ્જા પામીને જંગલમાં ગયો.

પોતાને નગર આવીને કાશીરાજ વિજય ઉત્સવની રાહ જોતો ઉભો.

"કોશલનું આખું રાજ મેં કબજે કર્યું, એની રીધ્ધિ સિધ્ધિ મ્હારી પ્રજા ભોગવશે. એ દેશના ઉચ્ચ હોદ્દાઓ ઉપર મ્હારી રૈયતનાં માણસો બેસાડીશ." એવા વિચારોમાં કાશીરાજ હરખાતો હરખાતો વરઘોડાની વાટ જોતો રહ્યો.

પ્રજાએ હાહાકાર કરી મૂકયો. ઘેર ઘેર તે દિવસે શોક પળાયો. રાજાની ઇર્ષ્યાનો ભડકો વધુ ભીષણ બન્યો. દેશે-દેશમાં એણે પડો વજડાવ્યો કે "કોશલના સ્વામીનું માથું કોઈ લાવી આપે તો એને સવામણ સોનું આપું." દેશેદેશમાં 'ધિક્કાર ! ધિક્કાર !'ના શબ્દો વ્યાપી ગયા.

જંગલમાં એક ભિખારી ભટકતો હતો. એની પાસે આવીને એક દિવસ એક મુસાફરે પૂછ્યું "હે વનવાસી ! કોશલ દેશનો કયો રસ્તો ?"

ભિખારીએ નિઃશ્વાસ નાખી કહ્યું.

"હાયરે ! અભાગી દેશ ! ભાઇ એવું શું દુઃખ પડયું છે કે તું બીજા સુખી મુલક છોડીને દુઃખી કોશલ દેશમાં જાય છે ?"

મુસાફર બોલ્યો. "હું એક કુળવાન વાણીઓ છું. ભરદરીએ મ્હારાં બારે વ્હાણ ડૂબી ગયાં છે. મારે માથે કરજનું કલંક છે. મન તો ઘણુંયે થાય છે આપઘાત કરવાનુ. પણ કરજ ચૂકાવ્યા વિના કેમ મરાય ? હે વનવાસી ! એટલા માટે હું કોશલના ધણી પાસે જઇને મ્હારી કથની કહીશ. એની મદદ લઈ ફરી વેપાર જમાવીશ. કમાઇને કરજ ચુકાવીશ."

એ સાંભળીને પેલા ભિખારીનું મ્હોં જરાક મલક્યું. તરત એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

એ બોલ્યો. હે મુસાફર તારો મનોરથ પૂરો થશે મારી સાથે ચાલીશ ?

બન્ને જણા ચાલ્યા. કાશી નગરમાં પહોંચ્યા. રાજસભામાં

દાખલ થયા. જટાધારી એ ભિખારીના મ્હોં ઉપર કોઈ રાજવીની કાંતિ ઝળકતી હતી. કાશીરાજની આંખો એ કંગાલ ચહેરા ઉપર ચોંટી. એણે પૂછયું "કોણ છો ? શું પ્રયોજને આંહી આવેલ છો ?"

ભિખારી કહે "હે રાજન ! સુખ સમાચાર દેવા આવ્યો છું."

"શું ?"

"કોશળ રાજનું માથું લાવનારને આપ શું દેશો. ?"

"કયાં છે ? કયાં છે ? લાવ જલ્દી. સવામણ સોનું આપું. અઢી મણ સોનું આપું. કયાં છે એ માથું ?"

"રાજાજી ! અઢી મણ સોનું આ વણિકને જોખી આપો. અને સુખેથી આ માથું વાઢી લ્યો."

રાજા સ્તબ્ધ બનીને પત્થરની કોઈ પ્રતિમા સરખો આંખો ફાડી રહ્યો.

"નથી ઓળખતા કાશીરાજ ? એટલામાંજ શું ભૂલી ગયા ? ઝીણી નઝરે નિહાળી લ્યો, આ કોશલરાજનુંજ મોઢું કે બીજા કોઈનું ?"

"કોશલના સ્વામી ! હું આ શું જોઉં છું ?"

"સ્વપ્ન નહિ, સત્ય, રાજા ચાલો જલદી ખડગ ચલાવો. આ વણિકની આબરૂ લૂંટાય છે."

સિંહાસન પરથી દોડીને કાશીરાજા એ ભિખારીને—એક વખતના એ કોશલ રાજને ચરણે પડયા.

હાથ ખેંચીને એને પોતાને સિંહાસને બેસાડયા. એ વસ્ત્રહીન, અન્નહીન, કંગાલ જટાધારીના માથા ઉપર રાજાએ મુગટ ધરી દીધો.

નગરી આખીમાં અવાજ ઉઠયો કે “ધન્ય હો માથું દેનારને. ધન્ય હો એ માથું લેનારને.”



( ૮ )

# રાણીજીનો વિલાસ.

—:o:—

કાશીનાં મહારાણી કરૂણા એક સો સહીયરોની સાથે આજ ન્હાવા નીકળેલાં. વરૂણા નદીના નિર્મળાં નીર છલછલ કરતાં વ્હેતાં હતાં. અને માહ મહિનાનો શીતળ પવન સુ સુ કરતો વાતો હતો.

નગરથી આઘે આઘેના એ ઘાટ ઉપર આજે કોઇપણ માનવી નથી. પાસે કેટલાક ગરીબ લોકોનાં ઝુંપડાં છે. રાજાજીની આજ્ઞા હતી કે રાણી સ્નાન કરવા પધારે છે, માટે સહુ બહાર નીકળી જાઓ. ઝુંપડાં નિર્જન પડયાં હતાં.

ઉત્તર દિશાને પવને આજ નદીને ઘેલી બનાવી છે. પાણીની અંદર સવારનો સોનેરી પ્રકાશ પડી રહ્યો છે. છલછલ અવાજે નાચ કરતી ચાલી જતી નદી જાણે કોઈ એક નટી !–જેના ઓઢણામાંથી લાખ લાખ હીરા ને માણેક ઝગકી ઉઠતાં હોય.

રમણીઓ ન્હાય છે. અંત:પુરના બંદીખાનેથી છૂટેલી એક સો સખીઓ આજે શરમનાં બંધનોને શી રીતે માને ? એ એક સો કંઠના કલકલ ધ્વનિ, હાસ્યના ખડખડાટ, સુકોમળ હાથના છબછબ અવાજ, અને મીઠા વાર્તાલાપ;—નદી જાણે એ બસો હાથની થપાટો ખાઇને પાગલ બની, આકાશમાં જાણે શોર મચ્યો.

ન્હાઇને મહારાણી કાંઠે આવ્યાં. બૂમ પાડીને બોલ્યાં કે "અલી, કોઇ દેવતા સળગાવો. હું ટાઢમાં થરથરૂં છું."

સો સખીઓ છૂટી, અને ઝાડની ડાળીઓ ઝાલીને તાણવા લાગી. સુકોમળ હાથમાં એક ડાળ ભાંગવાની પણ ક્યાંથી તાકાત હોય ? રાણીજીએ બૂમ મારી, "અલિ ! જુઓ આ સામે ઉભાં ઘાસનાં ઝુંપડાં. એમાંથી એક ઝુંપડાને દીવાસળી લગાવો. હું હાથપગનાં તળીયાં તપાવી લઇશ."

માલતી નામની દાસી કરૂણ કંઠે બોલી, "રાણી મા ! આવી મશ્કરી તે હોય ! એ ઝુંપડીમાં કોઇ સાધુ સંન્યાસી રહેતા હશે. કોઇ ગરીબ પરદેશી રહેતો હશે. એ બિચારાંના એક ન્હાના ઘરને સળગાવી દેશો ?"

"ઓહો, મોટા દયાવંતાં બા !" રાણીજી બોલ્યાં, "છોક-

રીઓ, હાંકી કાઢો આ પરમેશ્વરની દીકરીને. અને સળગાવી દો એ ઝુંપડું. ટાઢમાં મ્હારા પ્રાણ નીકળી જાય છે."

દાસીઓએ ઝુંપડાને દીવાસળી મેલી દીધી. પવનના સુસવાટાની અંદર જવાળા ભભૂકી. પ્રભાતનાં પંખીઓએ પોતાના કિલકિલાટ બંધ કર્યા. ઝાડ ઉપર કાગડા ટોળે વળીને ચીસો પાડવા લાગ્યા. એક ઝુંપડેથી બીજે ઝુંપડે દા લાગ્યો. જોતજોતામાં તો બધાં ઝુંપડાં બળીને ભસ્મ થયાં.

રાણીજી રમતાં ખેલતાં સખીઓની સાથે પાછાં વળ્યાં. ન્હાવાનો આનંદ પૂરો થયો.

—રાજાજી ન્યાયાસન પર બેઠેલા હતા. પોતાના ઝુંપડાંને રાણીજીના હાથપગની ટાઢ ઉરાડવા માટે આગ લાગી ગઇ; એટલે ગૃહહીન બનેલાં ગરીબ લોકોએ રાજસભામાં આવી કકળાટ કરી મૂકયો. રાજાજીએ વાત સાંભળી. મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. તત્કાળ પોતે અંતઃપુરમાં પધાર્યા.

"રાણીજી! અભાગણી પ્રજાનાં ઘરબાર બાળી ખાખ કર્યાં તે કયા રાજધર્મ અનુસાર?" રાજાજીએ પ્રશ્ન કર્યો.

રીસાઇને રાણી બોલ્યાં, "શા હિસાબે એ ગંદા ઝુંપડાંને તમે ઘરબાર કહો છો? એ પચીસ ઝુંપડાંનું કેટલું મૂલ?

રાજ-રાણીના એક પ્રહરના અમન ચમનમાં કેટલું કેટલું દ્રવ્ય ખરચાય છે, રાજા ? ”

રાજાની આંખોમાં જ્વાળા સળગી. રાણીને કહ્યું-“ જ્યાં-સુધી આ રાજવી ઝરૂખામાં બિરાજ્યાં છો ત્યાં સુધી નહીં સમજો કે કંગાળના ઝુંપડા બળી જાય તો કંગાળને કેટલું દુઃખ ! ચાલો, હું તમને એ વાત બરાબર સમજાવું. ”

રાજાજીએ દાસીને બોલાવી આદેશ દીધો કે “ રાણીના રત્નો અલંકારો કાઢી નાંખો. અંગ ઉપરનું સુકોમળ ઓઢણું ઉતારી લ્યો. ”

અલંકારો ઉતર્યાં, રેશમી ઓઢણું પણ ઉતર્યું.

“ કોઇ ભિખારી નારીનાં વસ્ત્રો લાવી પહેરાવો. ” રાજાએ હુકમ કર્યો.

દાસીએ આજ્ઞાનુસાર કર્યું, રાજાજી રાણીનો હાથ ઝાલીને માર્ગ ઉપર લઇ ગયા. ભરમેદિની વચ્ચે કહ્યું કે “ કાશીનાં અભિમાની મહારાણી ! નગરને બારણે બારણે ભીખ માગતાં માગતાં ભટકજો. એ ભસ્મીભૂત ઝુંપડાં ફરી વાર ન બંધાવી આપો ત્યાંસુધી પાછાં ફરશો મા. વરસ દિવસની મુદત આપું છું. એક વરસ વીત્યે ભરસભામાં આવીને માથું નમાવી પ્રજાને

કહેજો કે થોડીએક કંગાલ ઝુંપડીઓને સળગાવી નાખવામાં જગતને કેટલી હાનિ થઇ !

રાજાજીની આંખોમાં આંસુ છલકયાં. રાણીજી એ ભિખારિણીને વેશે ચાલી નીકળ્યાં. તે દિવસે રાજાજી ફરી ન્યાયાસન પર બેસી શકયા નહીં.



(૯)

# પ્રભુની ભેટ.

—:o:—

આખા દેશની અંદર ભક્ત કબીરની કીર્તિ વિસ્તરી ગઈ. સાધુ સંતો એનાં ભજનોની ધૂન મચાવી ઠેર ઠેર મસ્તી જગવતાં.

કબીરજીની ઝુંપડીએ અપરંપાર લોકો આવવા લાગ્યાં.

કોઇ આવીને કહેશે "બાબા, એકાદ મંત્ર સંભળાવીને મારૂં દરદ નિવારોને."

કોઈ સ્ત્રીઓ આવીને વીનવશે કે "મહારાજ! પાયે પડું, એક દીકરો અવતરે એવું વરદાન દેજો."

કોઇ વૈષ્નવજન આવીને આજીજી કરશે કે, "ભક્તરાજ પ્રભુનાં સાક્ષાત દરશન કરાવો."

કોઇ નાસ્તિક આવીને ધણધણાવશે કે–"ઓ ભક્તશિરો મણિ! દુનિયાને ઠગો નહિ. પ્રભુ પ્રભુ કૂટી મારો છો, તે એકવાર પ્રત્યક્ષ પ્રમાણથી સાબીત કરો કે પ્રભુ છે."

સહુની સામે જોઇને ભક્તરાજ મધુર હાસ્ય કરતા, ને માત્ર બોલતા કે "રામ, રામ, રામ!"

મોડી રાત થાય, ને માણસોનાં ટોળાં વીંખાય, ત્યારે ભક્તરાજ એ નિર્જન ઝુંપડીમાં એકલા બેસી ઇશ્વરનું આરાધન કરતા, એની બન્ને આંખોમાંથી આંસુની ધારા વ્હેતી, ને ગદ્દગદ્દ સ્વરે એ પ્રભુને કહેતા કે "હે રામ! મેં તો જાણ્યું કે તેં દયા કરીને મને કંગાલ યવનને ઘેર જન્મ આપ્યો, કે જેથી મારી આગળ કોઇયે નહિ આવે, મને કોઈ નહિ બોલાવે, સંસાર ધિક્કાર દઈને મને એકલો મેલશે, ને હું સહુનો તરછોડેલો તારી પાસે આવીને શાંત કિર્તન કર્યા કરીશ, તું અને હું બેય જણા છાનામાના મળશું-પણ રે હરિ! આવી કપટબાજી શા માટે આદરી? મને શા અપરાધે છેતર્યો? તું જ, હે નિષ્ઠુર માયાવી! તું જ આ ટોળેટોળાંને છાનોમાનો મારી ઝુંપડી દેખાડી રહ્યો છે—મને સતાવવા મારે આંગણે માણસોને બોલાવીને તું ક્યાં ભાગી જાય છે હે ધૂતારા?"

આમ રૂદન કરતાં કરતાં આખી રાત વીતી જતી.

નગરીના બ્રાહ્મણોની અંદર ભયાનક કોલાહલ ઉઠયો. બ્રાહ્મણો બોલ્યા કે "ત્રાહિ! ત્રાહિ! એક મુસલમાન ધૂતા-

રાના મ્હોંમાં હરિનું પવિત્ર નામ ? એ ખળના પગની રજ લઇને લોકો ભ્રષ્ટ થાય છે ! અરેરે ! હડહડતો કળીયુગ આવી પહોંચ્યો–પૃથ્વી હવે પાપનો ભાર ક્યાં સુધી ખમી રહેશે. ? ”

બીજો બ્રાહ્મણ બોલ્યો “ ધરતી માતાને ઉગારવી હોય તો ઇલાજ કરો, જલદી ઇલાજ કરો, નહિ તો ધરતી રસાતાળે જશે. ”

બ્રાહ્મણોએ ઇલાજ આદર્યા. “ એક હલકી સ્ત્રીને બોલાવી, હાથમાં રૂપીયાની ઢગલી કરીને કહ્યું કે એ ભગતડાનો ભર-બજારે ભવાડો કરજે. ” સ્ત્રી બોલી કે “ આજેજ પતાવી દઉં.”

પોતાની શાળમાં પાણુકોરૂં વણીને ભક્તરાજ એક દિવસે બજારમાં વેચવા નીકળ્યા. ચારે બાજુ બ્રાહ્મણો આવીને ગોઠવાઇ ગએલા. અચાનક પેલી બાઈ દોડી આવી. ચોધારાં આંસુ પાડતી પાડતી એ કબીરને વળગી પડી. ડુસ્કાં ખાતી ખાતી બોલવા લાગી કે, “ રોયા ભગતડા, મને અબળાને આવી રીતે રખડાવવી હતી કે ? શું જોઇને તે દિવસ વચન આપી ગયો હતો ? વિના વાંકે મને રખડતી મૂકીને તેં સાધુનો વેશ સજ્યો. હાય રે ! મારા પેટમાં મૂકવા એક મુઠી અનાજે ન મળે. અંગ ઢાંકવા એક ફાટેલ લૂગડુંયે નહિ. હે ભગવાન ! આવા ધૂતારાની જગતમાં પૂજા થાય છે. ? ”

ભકતરાજ લગારે ચમક્યા નહિ. જરાયે લજ્જા પામ્યા નહિ. એનું પવિત્ર મુખારવીંદ મલકાતું જ રહ્યું.

પલવારમાં તો બ્રાહ્મણોએ કલકલાટ કરી મેલ્યો કે; "ધિક્કાર છે ધૂતારા! ધર્મને નામે આવાં ધતીંગ? ઘરની બાયડી ભડભડતે પેટે ભીખ માગી રહી છે, અને તું લોકોને પ્રભુને નામે ઠગીને અમન ચમન ઉડાવી રહ્યો છે? ફિટકાર છે તને, ફિટકાર છે તારા અંધ સેવકોને.!"

મલકાતે મુખે કબીરજી બોલ્યા–"હે નારી! સાચેસાચ મારો અપરાધ થયો છે. મારે આંગણે અન્નજળ હોય ત્યાં સુધી હું તને ભૂખી નહિ રહેવા દઉં. મને માફ કર, ચાલો ઘેરે.!"

લોકોના ધિક્કાર સાંભળતા સાંભળતા સાધુવર, એ રમણીનો હાથ પકડીને ચાલ્યા. બજારમાં કોઈ હસે, કોઇ ગાળો દે, કોઇ કાંકરા ફેંકે, ભક્તરાજ તો હસ્તા જ રહ્યા. આજ એની આંખોમાં કોઇ નવીન નૂર ઝળકતું હતું. શેરીએ શેરીએ સ્ત્રીપુરૂષો ટોળે વળ્યાં—પગલે પગલે શબ્દો સંભળાય કે "જોયો આ સાધુડો? જગતને ખૂબ છેતર્યું."

ઝુંપડીએ જઇને કબીરજીએ બાઇને મીઠે શબ્દે આદર કરી બેસાડી. એની આગળ જમવાનું ધરીને સાધુવર હાથ

જોડી બોલ્યા, "બ્હેન! ગભરાઈશ નહિ, શરમાઇશ નહિ. મ્હારા વ્હાલા હરિએ જ આજ તને આ ગરીબને ઘેર ભેટ કરી મોકલી છે" સાધુવર એમ કહીને એ નારીને નમ્યા.

એ અધમ નારીનું હૃદય એક પલવારમાં પલટી ગયું. જુઠાં આંસુ ચાલ્યા ગયાં સાચાં આંસુની ધારા છૂટી, એ બોલી કે "મને ક્ષમા કરો–પૈસાના લોભમાં પડીને મેં મહા પાપ કરી નાખ્યું. મહારાજ! હું આપઘાત કરી મરીશ.!"

"ના, રે ના, બ્હેન! મારે તો આજ લીલાલ્હેર થઈ. હરિએ મારો ઠબકો બરાબર સાંભળ્યો. લોકો હવે મને સુખે બેસવા દેશે. આપણે બન્ને આંહી હરિનાં કિર્તનો ગાશું. ગભરાતી નહિ."

ભકતરાજે જોતજોતામાં તો એ અધમ જીવાત્માને ઉંચે લઇ લીધો. દેશભરમાં વાત વિસ્તરી કે "કબીર એક પાખંડી દુરાચારી."

કબીરજી એ વાત સાંભળીને માથું નીચે નમાવે છે, ને બોલે છે કે, "વાહ પ્રભુ! હું સહુથી નીચે, બરાબર તારા ચરણ આગળ."

રાજાજીના માણસોએ એક દિવસ આવીને કહ્યું કે "ભકતરાજ! પધારો, તમને રાજાજી યાદ કરે છે."

ભકત માથું ધૂણાવીને બોલ્યા કે-" બાપુ, રાજ-કચેરીમાં મ્હારૂં સ્થાન નથી."

"રાજાજીનું અપમાન કરશો તો અમારી નોકરી જશે, મહારાજ."

"બહુ સારૂં. હું આવું છું."

પેલી બહેનને સાથે લઇને કબીર રાજ-સભામાં આવ્યા. સભામાં કોઈ હસે છે, કોઇ આંખના ઇસારા કરે છે, કોઇ માથું નીચે ઢાળે છે.

રાજા વિચારે છે કે અરેરે! આ નાદાન બેશરમ બનીને કાં બાયડીને સાથે ફેરવે ?

રાજાની આજ્ઞાથી, પહેરેગીરે ભકતને સભાની બહાર હાંકી મૂકયા. હસીને ભક્ત ચાલ્યા ગયા.

રસ્તામાં સાધુ ઉપર લોકોએ બહુ વીતકો વીતાડયાં. પેલી રમણી રડી પડી. ભક્તને ચરણે નમીને બોલી-"હે સાધુ! મને દૂર કરો! હું પાપણી! તમારે માથે બહુ દુઃખ ઉતાર્યાં."

સાધુ હસીને કહે "ના રે માતા! તું તો મ્હારા રામની દીધેલી ભેટ! તને કેમ છોડું.?"



## ( ૧૦ )

# બંદીવાન વીર.

—:o:—

પાંચ પવિત્ર નદીઓને કિનારે ગુરૂ ગોવીંદની હાકલ પડી. કે "હે બહાદુર શીખો ! શસ્ત્ર સજો" પંજાબને ખુણેખુણેથી શીખો જાગી ઉઠયા, માથાની વેણી બાંધી, અને કમ્મરપર કિરપાણ લટકાવ્યું. હજારો કંઠમાંથી અવાજ ઉઠે છે કે "અલખ નિરંજન." હજારોની છાતી સાથે કિરપાણ અથડાય ને અવાજ કરે છે કે "અલખ નિરંજન." વેદોની જન્મભૂમિ, પ્રભુની ભક્તભૂમિ, પંજાબ આજ જાગે છે.

પંજાબીઓ આજે જીવન મરણનો હિસાબ પતાવવા માટે જાગ્યા છે. એના પ્રાણમાં ભય નથી, મોહ નથી, સંશય નથી.

શીખોની સેના જ્યારે દિલ્હી તરફ ચાલી નીકળી, ત્યારે દિલ્હીના રાજમહેલમાંથી બાદશાહને દૂરદૂરના અવાજો સંભળાયા. મધ્ય રાત્રીયે મશાલોની જ્વાળાઓ દેખાણી. બાદશાહ

સમજ્યો કે પંજાબનું લોહી આજે ઉછળી નીકળ્યું. રણ-સંગ્રામમાં મોગલો અને શીખોનાં શસ્ત્રો અથડાયાં. મરતો મરતો શીખ પોકારે છે કે " અલખ નિરંજન. " મરતો મરતો મોગલ " દીન દીન " ગરજે છે.

ગુરૂદાસપુરના કિલ્લામાં શીખ સરદાર બંદો મોગલોના હાથમાં પડયો. સાતસો શીખો પણ સાથે ચાલી નીકળ્યા.

મોખરે મોગલ સેના આવે છે, અને એના માર્ગની ધૂળ ઉડીને આકાશને ઢાંકે છે. મોગલોના ભાલાં ઉપર શીખોનાં મસ્તક લટકે છે, પાછળ સાતસો શીખો આવે છે, અને એના પગની સાંકળો ખણખણાટ કરતી જાય છે. દિલ્હી નગરીના માર્ગ ઉપર માણસો સમાતાં નથી. ઉંચી ઉંચી અટારીઓની બારીઓ ઉઘાડીને રમણીઓ જોઇ રહી છે. એ સાતસો બેડી-બંધ શુરવીરોના સાતસો કંઠમાંથી પ્રચંડ ગર્જના છૂટે છે કે " અલખ નિરંજન. "

સાતસો બંદીવાનોને ખબર પડી કે આવતી સ્હવારથી કતલ શરૂ થશે.

" હું પહેલો જઈશ, ના હું પહેલાં ગરદન ઝુકાવીશ " એ ચડસાચડસીથી શીખ કારાગ્રહ ધણધણી ઉઠ્યું. પ્રત્યેક દિવ-

સની પ્રભાતે એક સો એક સો બંદીવાનોનાં માથાં રેંસાવા લાગ્યાં. 'જય ગુરૂજીનો' એ ઉચ્ચાર કરતી કરતી સો સો ગરદનો જાલીમની સમશેર નીચે નમતી ગઇ. સાત દિવસમાં શીખ બંદીખાનું ખાલી થયું. બાકી રહ્યો વીર બંદો.

પ્રભાત થયું. સભામાં વીર બંદો સાંકળોમાં બંધાયલો ઉભો છે. એના મ્હોં ઉપર લગારે વેદનાની નિશાની નથી. કાજીએ સાત વરસના એક ખૂબસુરત બાલકને હાજર કર્યો. બંદાના હાથમાં એ બાળકને સોંપીને કાજી બોલ્યા કે "બંદા, એ ઘડી બાદ તો તારે છેલ્લી મુસાફરીએ ચાલી નીકળવાનું છે. પણ મોગલોને હજુયે તારૂં પરાક્રમ જોવાની આતુરતા રહી ગઇ છે. તો લે બહાદૂર ! આ બાલકનું માથું તારે પોતાને હાથેજ ઉઠાવી દે."

બંદાનું પરાક્રમ શું એક બાલકના શરીર ઉપર અજમાવવાનું હતું ? એ બાળક કોણ ?

એ કિશોર બાલક બંદાનો સાત વરસનો એકનો એક પુત્ર–બંદાના પ્રાણનો પણ પ્રાણ !

મ્હોંમાંથી એક સખૂન પણ ઉચ્ચાર્યો નહિ. પોતાના બાલકને ખેંચીને બંદાએ છાતી સાથે ચાંપી દીધો જમણો પંજો

એ બાળકના ન્હાના માથા ઉપર ધરી રાખ્યો, એના રાતા રાતા હોઠ ઉપર એક ચુંબી કરી, ધીરે ધીરે કમ્મરમાંથી કિરપાણુ ખેંચ્યું. બાલકની સામે જોઇને બાપે એના કાનમાં કહ્યું. "બેટા! બોલો, જય ગુરૂજીનો! બ્હીતો નથીને.?"

"જય ગુરૂજીનો!" બાલકે પડઘો કર્યો. એ ન્હાનકડા મ્હોં ઉપર મોતની આકાંક્ષા ઝળહળી ઉઠી. કિશોર કંઠમાંથી ધ્વનિ નીકળ્યો કે "બ્હીક શાની, બાપુ? ચલાવો કિરપાણુ!" એટલું બોલીને બાલક બાપના મ્હોં સામે નિહાળી રહ્યો.

ડાબી ભૂજા બંદાએ બાળકની ગરદનને વીંટાળી દીધી. જમણી ભુજાની કિરપાણુ એ ન્હાનકડી સુકોમળ છાતીમાં બેસાડી દીધી. "જય ગુરૂ" બોલીને બાળક ધરતી પર ઢળી પડયો.

આખી સભા સ્તબ્ધ બની. ઘાતકોએ આવીને બંદાના શરીરમાંથી ધગેલી સાંઢસી વતી માંસના લોચેલોચા ખેંચી કાઢયા.

વીર નર શાંત રહીને મર્યો. એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. પ્રેક્ષકોએ આંખો મીંચી.



( ૧૧ )

## છેલ્લી તાલીમ.

—:૦:—

જંગલની અંદર સાંજનાં અંધારાં જામવા લાગ્યાં. ગુરૂ ગોવીંદસિંહ એકલાજ બેસી રહ્યા. પોતાની કિરપાણ ઉપર શરીર ટેકવીને ગુરૂ શું વિચાર કરતા બેઠા હતા ?

ગુરૂ વિચારતા હતા પોતાની જીવન-કથા. "જુવાનીને સમયે, મ્હારી છાતીમાં મેં કેટલા કેટલા મનોરથો ભરેલા ! આખા ભારત વર્ષને મ્હારી ભૂજાઓમાં ઉઠાવી લેવાનું સ્વપ્નું કેટલું સુંદર, ભવ્ય, મોહક ! આજ આ કિરપાણનું જોશ કાં ઉતરી ગયું ? આજ આ ભારતવર્ષને ઓળંગીને મ્હારી ભૂજાઓ એવી કઇ મહાન દુનિઆને ભેટવા તલ્પે છે ? ત્યારે શું આ ભૂલ હતી ? ઝીંદગાની શું એળે ગઇ ? "

ગુરૂના હૈયામાં એ ઘોર અંધારી સંધ્યાએ આવું સંગ્રામ ચાલી રહેલું. ધોળાં ધોળાં નેણો નીચે ઉંડાણમાં ચળકતી એની આંખોમાં લગાર પાણી આવ્યાં.

બરાબર એ વખતે એક પઠાણ આવીને ઉભો રહ્યો.

પઠાણે ઉઘરાણી કરી કે " ગુરૂ ! આજ મારે દેશ જાઉં છું. તમને જે ઘોડા દીધા છે તેનાં નાણાં ચુકાવો. "

વિચારમાં ગરક બનેલા ગુરૂ બોલ્યા " શેખજી, અત્યારે જરા કામમાં છું. કાલે આવીને નાણાં ખુશીથી લઇ જજો."

ગરમ બનીને પઠાણ બોલ્યો, " ના, નહિ ચાલે, આજેજ નાણાં જોશે. ઉડામણી ક્યાં સુધી કર્યા કરવી છે ? સાળા શીખો બધા ચોર લાગે છે ! " આટલું કહીને પઠાણે વૃદ્ધ ગુરૂનો હાથ જોરથી પકડયો.

પલવારમાં તો ગુરૂના મસ્તકમાંથી વૈરાગ્ય નીકળી આવ્યું અને મ્યાનમાંથી કિરપાણ નીકળી આવ્યું. કિરપાણને એક ઝટકે પઠાણનું માથું ભોંયપર પડયું. જમીન લોહીથી તરબોળ બની, પઠાણનું ધડ તરફડતું રહ્યું; ગુરૂ મ્હોંમાં આંગળી ઘાલીને ફાટેલી નજરે નિહાળી રહ્યા. !

માથું હલાવીને વૃદ્ધ બડબડવા લાગ્યા " આહ ! આજે સમજાયું. મારો સમય પૂરો થયો. આજે પચાસ વરસની પવિત્ર તલવારને લાંછન લાગ્યું. શા કારણે આ રક્તપાત ? પઠાણને તયારીનોયે સમય ન દીધો, રે ! આખરની બંદગી કર-

વાની એક પળ પણ ન આપી. હાય! હવે આ હાથ ઉપ-રથી વિશ્વાસ ઉઠી ગયો. એ કલંકને તો ધોવું પડશે. આજથી જીંદગીનું એ એક જ છેલ્લું કામ."

મરેલા પઠાણને એક ન્હાનો બેટો હતો. ગુરૂએ એને કાબુલમાંથી બોલાવી લીધો. રાત દિવસ પોતાના પેટના બચ્ચાની માફક એને પાળવા લાગ્યા. પોતાની પાસે જેટલી જેટલી શાસ્ત્રવિદ્યા ને શસ્ત્રવિદ્યા હતી તે બધીયે પઠાણના બાળકને ગુરૂએ પોતે જ શીખવી દીધી.

રોજ સંધ્યાકાળે ને પ્રભાતે એ વૃદ્ધ વીરગુરૂ એ બાલ-કની સાથે બાલક બનીને રમતો રમે છે. પોતે પરાણે પરાણે પણ બાલકને હસાવે છે. બાલકની ન્હાની ન્હાની બહાદુરી જોઇને એની પીઠ થાબડે છે. બાલક પણ "બાપુ, બાપુ" કરતો ગુરૂને અવનવી રમતો બતાવતો રહે છે.

ભક્તોએ આવીને ગુરૂના કાનમાં કહ્યું કે "આ શું માં-ડયું છે, ગુરૂજી? આ વાઘનું બચ્ચું છે, એને ગમે તેટલું પંપાળશો, પણ એનો સ્વભાવ નહિ જાય હો. અને પછી પસ્તાવો થશે-દુશ્મનને કાં પંપાળો? વાઘનું બચ્ચું મોટું થશે ત્યારે એના નખ બહુ કાતિલ બનશે"

હસીને ગુરૂ કહે "વાહ વાહ! એ તો મારે કરવું જ છે ને! વાઘના બચ્ચાને વાઘ ન બનાવું તો બીજું શું શીખવું.?"

જોત જોતામાં તો બાલક ગુરૂજીના હાથમાં જુવાન બન્યો. ગુરૂજીના પડછાયાની જેમ ગુરૂજીના પાછળ પાછળ એ ફરે, અને પુત્રની માફક સેવા કરે. રાત દિવસ, જમણા હાથની જેમ ગુરૂની પડખેને પડખે જાગ્રત રહે. ગુરૂજીના બધા પુત્રો તો યુધ્ધમાં ગયા છે. પાછા આવ્યા જ નથી. એટલે ગુરૂના એ પુત્રહીન શુન્ય હૃદયમાં આ પઠાણ-બાળકે પુત્રનું આસન લીધું. એકલા એકલા ગુરૂજી આ બધું જોઇને મનમાં હસતા.

પઠાણ બચ્ચાએ એક દિવસ આવીને કહ્યું કે "બાપુ! આપની કૃપાથી મેં ઘણી ઘણી તાલીમ લીધી. હવે કૃપા કરીને રજા આપો તો રાજ્યના સૈન્યમાં નોકરી મેળવી નસીબ અજમાવું.

જુવાનની પીઠ ઉપર હાથ રાખીને વૃદ્ધ ગુરૂ બોલ્યા, "બેટા! સબૂરી રાખ-હજુ તારી બહાદૂરીની એક પરીક્ષા બાકી છે."

બીજે દિવસે બપોર પછી ગુરૂદેવ એકલા એકલા બહાર નીકળી પડયા. પઠાણ–બચ્ચાને સાદ કરીને કહ્યું કે "બેટા, તલવાર લઇને ચાલ મારી સાથે." પઠાણ સાથે ચાલ્યો. ગુરૂના ભકતોએ આ જોયું. ભયભીત થઇને બધા બોલ્યા કે "ગુરૂદેવ! ચાલો અમે સાથે આવીશું." સહુને ગુરૂએ કહી દીધું કે "ખબરદાર કોઇ સાથે આવતા નહિ."

બન્ને જણા ધીરે ધીરે નદીને કિનારે કિનારે ચાલ્યા જાય છે. કિનારાની ભેખડમાં, વરસાદની ધારાઓએ કેમ જાણે આંગળી ઘસી ઘસીને મોટાં ભગદળ પાડી દીધાં હોય! કાંઠે મોટાં ઝાડના ઝુંડ જામી પડેલાં. સ્ફાટિકના સરખી ઝગારા કરતી સિંધુ ચુપચાપ ચાલી જાય છે, કેમ જાણે એ બધી વાતો જાણતી હોય, પણ છુપાવતી હોય.!

એક ઠેકાણે પહોંચીને ગુરૂએ જુવાનને ઇસારો કર્યો. જુવાન થંભ્યો.

સંધ્યાકાળનું છેલ્લું અજવાળું, કોઇ એક પ્રચંડ વડવાંગડાની જેમ, પોતાની લાંબી લાંબી છાયારૂપ પાંખો ફફડાવીને કેમ જાણે અનંત આકાશમાં ઉડતું ઉડતું પશ્ચિમ દિશાને પહેલેપાર ચાલ્યું જાતું હોય.!

ગુરૂએ રેતીની અંદર એક ઠેકાણે આંગળી ચીંધીને કહ્યું " મામુદ ! આંહી ખોદ ! " મામુદ ખોદવા લાગ્યો. વેળુની અંદરથી એક શિલા નીકળી. " શિલા ઉપર લોહીના છાંટા પડેલા મોજુદ હતા. "

ગુરૂ પૂછેછે " એ શેના દાગ મામુદ ? "

" લોહીના છાંટા લાગે છે, બાપુ. "

" પઠાણ-બચ્ચા ! એ છાંટા તારા પ્યારા બાપના લોહીના. આ ઠેકાણે એક દિવસ મેં એનું માથું ઉડાવેલું. એને સજ્જ થવા સમય ન દીધો. એનું કરજ ન ચુકાવ્યું, એને બંદગી કરવાયે ન દીધી. "

પઠાણ-બચ્ચો નીચે માથે ઉભો રહ્યો, એનું શરીર આખું કમ્પતું હતું.

ગુરૂ બોલ્યા " રે પઠાણ ! શું જોઇ રહ્યો છે ? બાપનું વેર લેવા તારૂં ખૂન તલપતું નથી શું ? "

" બાપુ ! બોલો ના ! બોલો ના ! મ્હારાથી નથી રહેવાતું. "

" ધિક્કાર છે ભીરૂ ! નામર્દ ! પોતાના વ્હાલા બાપનો હણનારો આજ જીવતો જવાનો ? એ પઠાણની હડ્ડીઓ આજ પોકાર કરે છે, કે વેર લે, વેર લે ! " જંગલનાં પ્રચંડ ઝાડ પણ જાણે બોલતા હતાં કે " વેર લે, વેર લે. "

બાઘની માફક હુંકાર કરીને પઠાણ ખુલ્લી તરવારે ગુરૂની સામે ધસ્યો.

ગુરૂ તો પત્થરની કોઇ પ્રતિમાની માફક અચળ બનીને ઉભા રહ્યા. એની આંખોએ એક પલકારો પણ ન કર્યો.

પઠાણની આંખોમાંથી લાલ લાલ આગ ઉઠે છે, ગુરૂની આંખોમાંથી શીતળ અમૃત ઝરે છે. ગુરૂ હસે છે.!

પઠાણ હાર્યો, દીન બની ગયો, ગુરૂને ચરણે તલવાર મૂકીને બોલ્યો "હાય રે! ગુરૂ દેવ! આજ શયતાનની સાથે આવી રમત કાં આદરી? ખુદા જાણે છે કે પિતાનું ખૂન હું ભૂલી ગયો હું. આટલા દિવસ થયાં તમને જ મેં પિતા, ગુરૂ અને બંધુ કરી માન્યા. આજ એ મમતાને મનમાંથી શા માટે ઉખેડું? ઝનૂનને શા માટે જગાડું? પ્રભુ, તમારા કદમની ધુળ હરદમ મારે હાથે પહોંચતી રહેજો."

એટલું બોલીને પઠાણે દોટ દીધી. એ ઘોર જંગલમાંથી એક શ્વાસે બહાર નીકળી ગયો. પાછળ જોયું નહિ, એક પલવાર પણ માર્ગમાં અટક્યો નહિ. જંગલ વટાવીને ઉઘાડા આસમાન નીચે જુવાન ઉભો રહ્યો, ત્યારે શુક્ર તારા ઉંચેથી સ્નેહધારા વરસાવી રહી હતી. ગોવીંદ ગુરૂ એ ઘોર અરણ્યમાં થંભી રહ્યા. એની આંખો આંસુથી ભરાઇ ગઇ. જીંદગીના

છેલ્લા પાપનું બંધન કાપીને આજ એને તો ચાલી નીકળવું હતું. એ ઝંખના તો ઝુરતી રહી ગઈ.

તે દિવસથી પઠાણ ગુરૂદેવથી દૂર ને દૂર રહેતો. ગુરૂનું પડખું છોડીને પોતાનું બિછાનું બીજા ખંડમાં પાથરે છે. 'બાપુ' ને જગાડવા પરોડીયાને વખતે એ કદી એકલો જતો નથી. રાત્રીયે પોતાની પાસે કાંઈ હથીયાર પણ નથી રાખતો. નદી કિનારે ગુરૂની સાથે એકલો શિકારે પણ ન જાય. ઘણી-વાર ગુરૂદેવ એકાંતમાં એને બોલાવે. પણ પઠાણ જાય નહિ.

બહુ દિવસો વીત્યા. એ વાત તો ભૂલાઇ પણ ગઇ હશે. એક દિવસ ગુરૂદેવે પઠાણ સાથે શતરંજની રમત આદરી. બપોર થયા. સાંજ પડી. દીવા પ્રગટયા. પણ બંને જણ શત-રંજમાં મશ્ગુલ છે.

પઠાણ વારે વારે હારે છ, તેમ તેમ એને રમવાનું શૂરા-તન ચડે છે.

સંધ્યા ગઇ. રાત પડી. જે માણસો ત્યાં હાજર હતાં તે બધાં પોતાને ઘેર ચાલ્યાં ગયાં. રાત્રી જામતી ગઇ. ઝણ ઝણ અવાજ થવા લાગ્યા. નીચું માથું રાખીને તલ્લીન મને પઠાણ રમી રહ્યો છે.

અચાનક આ શું થયું ? ગુરૂદેવે બાજી આખી કાં ઉડાડી મૂકી ? સોગઠું ઉપાડીને પઠાણના કપાળમાં કાં માર્યું ? પઠાણ સ્તબ્ધ બની ગયો.

અટ્ટહાસ કરીને ગુરૂ બોલ્યા " રમ્યાં ! રમ્યાં !, નામર્દ ! પોતાના બાપને હણનારની સાથે જે બાયલો રમત રમવા બેસે તેની તે કદી જીત થાય. ? "

વિજળી ઝબૂકે તેવી રીતે પઠાણની કમ્મરમાંથી છુરી નીકળી. પઠાણે ગોવીંદસિંહની છાતી એ છુરીથી વીંધી નાખી.

છાતીમાંથી લોહીની ધારાઓ ઉછળે છે અને ગુરૂદેવ હસીને પઠાણના માથા ઉપર પોતાનો હાથ મૂકે છે. મરતાં મરતાં ગુરૂએ કહ્યું.

" રે બચ્ચા ! આટલી આટલી વિદ્યા ભણ્યા પછી આજ તને ભાન થયું કે અન્યાયનું વેર કેમ લેવાય. બસ ! આજ તારી છેલ્લી તાલીમ ખતમ થઈ. અંતરની દુવા દઇને હું જાઉં છું. પ્યારા પુત્ર ! "



( ૧૨ )

## ન્યાયાધીશ.

—:૦:—

પુના નગરીની અંદર પેશ્વા વીર રઘુનાથરાવ રાજ કરે.

સિંહાસન ઉપરથી ઉઠીને એક દીવસ રઘુનાથે રાજસભાને હાકલ કરી "શુરવીરો ! સજ્જ થાઓ. મૈસૂરના માલેક હૈદરઅલ્લીનો ધ્વંશ કરવો છે. ધરતીપર પાપનો ભાર બહુ વધી ગયો છે."

જોતજોતામાં તો ૮૦ હજાર યોધ્ધાઓએ બખ્તર ધર્યાં. ગામેગામથી, નગરે નગરથી, જંગલોમાંથી અને પહાડોની અંદરથી વીર પુરૂષો ચાલ્યા આવે છે. કેમ જાણે શ્રાવણ માસના અખંડ ઝરાઓ વહી આવતા હોય. !

આકાશની અંદર વિજય–પતાકા ઉડે છે, શંખ અને ભેરીના નાદ ઉઠે છે. અને નગરની રમણીઓ વિદાયનાં વીર–ગાન ગાય છે. પુના નગરી ગર્વથી જાણે ધણુધણી ઉઠી.

ગગનમાં ધૂળની આંધી ચડી, અને વાવટાઓનું આખું જંગલ જામ્યું. રાતા અશ્વ ઉપર બેસીને રઘુનાથ મોખરે ચાલ્યો. ૮૦ હજારની સેના યુદ્ધે ચડી.

અકસ્માત આ માતેલી સેના કાં થંભી ગઇ ? મહાસાગરનાં મોજાં જાણે કોઇ જળદેવતાની છડી અડકતાં ઉભાં થઇ રહ્યાં ! નગરીના દરવાજાની અંદર આવતાંજ રાજાજી કાં નીચે ઉતર્યા ? અત્યંત વિનય ભર્યે મોઢે એ કોને નમન કરે છે ?

૮૦ હજારની મહાસાગર સમી સેનાને એક ન્હાનો સરખો આદમી રોકીને ઉભો છે. એનું નામ ન્યાયાધીશ રા[illegible] બે બાહુ ઉંચા કરીને રામશાસ્ત્રી બૂમ પાડે છે કે "રાજા, ત્હારા અપરાધનો ઇન્સાફ પામ્યા સિવાય શહેર બહાર ક્યાં ન્હાસી જાય છે ?"

વિજયના નાદ બંધ પડ્યા. સમરાંગણની શરણાઇઓ શાંત બની. ૮૦ હજારની સેના શ્વાસ લ્યે છે તેનો પણ એક તાલમાં ધબકારો બોલે છે.

રઘુનાથ બોલ્યા. "હે ન્યાયપતિ ! આજ યવનનો સંહાર કરવા નીકળ્યો છું, આશાભેર અવનિનો ભાર ઉતારવા ચાલ્યો છું, તે મંગળ સમયે આપ કાં આડા હાથ દઇને ઉભા ?"

રામશાસ્ત્રીના મ્હોં ઉપર ન્યાયનો સૌમ્ય પ્રતાપ છવાયો. એ બોલ્યા "રઘુપતિ! તું રાજા. તારે હાથ આજ ૮૦ હજારની સેના. પણ ન્યાયાસન આગળ ત્હારે મસ્તક નમાવવું પડશે."

રાજા માથું નમાવીને જવાબ વાળે છે કે "સાચું, પ્રભુ! અપરાધી હોઉં તો દંડ આપો."

ન્યાયાધીશ બોલ્યા "તારા ભત્રીજાનુંજ તેં ખૂન કર્યું છે. રઘુપતિ! એ અપરાધની તપાસ ન થાય ત્યાંસુધી તું રાજ્યનો બંદીવાન રહેવાનો."

હસીને રાજાએ જવાબ વાળ્યો "મહારાજ! આજ સામ્રાજ્ય સ્થાપવા જાઉંછું તે વેળા એક ક્ષુદ્ર આરોપ મૂકીને શું મશ્કરી કરી રહ્યા છો?"

"હું નહિ, સામ્રાજ્ય સ્થાપનારાની મશ્કરી હું ન કરૂં, વિધાતા કરી રહ્યો છે. ઘોર અપરાધ આજે તારે માથે તોળાઇ રહ્યો છે. પ્રજા હાહાકાર કરીને રડી રહી છે. તારા આત્માનું સામ્રાજ્ય નથી લૂટાઇ જતુંને! એ વિચારીને આગળ કદમ ધરજે. રાજા!"

રોષ કરીને રઘુનાથ બોલ્યા કે "મહારાજ, રાજના ચાકર છો એ વાત ભૂલશો મા." જાઓ આજ રણે ચડતી વેળા ન્યાય

વિષે ભાષણ સાંભળવા મને ફુરસદ નથી. જવાબ દેવા હમણાં નહિ આવવું. આજ ધરતીનો ભાર ઉતારવા જાઉં છું."

રાજાએ અશ્વ ચલાવ્યો. ૮૦ હજારની સેના ઉપડી. શાસ્ત્રીજીએ કહ્યું.

"સીધાવો રાજા, સીધાવો, યુદ્ધ કરો, અવનિના ભાર ઉતારો. એક દીવસ આત્માનો ભાર, પરાભવનો ભાર, અને એ સામ્રાજ્યનો ભાર તને ચગદી નાખશે. હું પણ હવે ન્યાયાસન પર નહિ બેસું. ઇન્સાફની અદાલતમાં ભલે હવે રાજ-સ્વચ્છંદની રમતો રમાતી."

શંખ ભેરીના નાદ નીકળ્યા. ડંકા વાગ્યા. નિશાનો ગગને ચડયાં.

રાજા ધરતીનો ભાર ઉતારવા જાય છે. ન્યાયાધીશે પણ ન્યાય દંડનો બોજો નીચે ધર્યો. બધી બાદશાહી અંગપરથી ઉતારી. મહારાષ્ટ્રનો શ્રેષ્ઠ ન્યાયશાસ્ત્રી–રાજાનો પણ રાજાધિરાજ–ઉઘાડે પગે નગર બહાર નીકળીને, પોતાના ન્હાના ગામડાની કંગાળ ઝુંપડીમાં બેસી ગયો. ગરીબ બ્રાહ્મણ બની ગયો.



( ૧૩ )

## નકલી કિલ્લો.

—:०:—

" બસ ! બુંદીકોટાનો કિલ્લો જ્યાંસુધી હું જમીન દોસ્ત ન કરૂં ત્યાંસુધી મ્હારે અન્નજળ હરામ છે. "

એવી આકરી પ્રતિજ્ઞા એક દિવસે ચિતોડના રાણાએ ભર-સભામાં કરી લીધી.

પ્રધાનજી બોલ્યા " અરે અરે મહારાજ ! આ તે કેવી પ્રતિજ્ઞા તમે લીધી. ? બુંદીકોટાનો નાશ શું સ્હેલો છે ? "

રાણાજી કહે, "તો પછી મ્હારી પ્રતિજ્ઞાનું પાલન તો સ્હેલું છેજ. રાજપુત્રનું પણ જીવ જતાં સુધી તો મિથ્યા શી રીતે થાય ? "

રાણાજીને ઘડીભરનું શૂરાતન તો આવી ગયું, ને સોગંદ લેવાઇ ગયા પણ ધીમે ધીમે ભૂખ તરસથી પેટની પાંસળીઓ તૂટવા લાગી.

રાણાજી પ્રધાનને પૂછે છે કે, "પ્રધાનજી! બુંદીનો કિલ્લો આંહીથી કેટલો દૂર?"

"મહારાજ! ત્રણ જોજન દૂર."

"એ કિલ્લાના રક્ષક કોણ?"

"શુરવીર હાડા રજપુતો."

"હાડા?" મહારાજનું મ્હોં ફાટયું રહ્યું.

"જી, પ્રભુ! ચિતોડાધિપતિને એનો કયાં અનુભવ નથી? ખાડા ખસે, મહારાજ, પણ હાડા નહિ ખસે."

"ત્યારે હવે શું કરશું?" રાણાજીને ફિકર થવા લાગી.

મંત્રીના મગજમાં યુક્તિ સૂઝી. એણે કહ્યું "મહારાજ, આપણે તો ગમે તેમ કરીને સોગંદ પાળવા છે ને? આજ રાતોરાત માણસો રોકી, હું આપણા ગામ બહાર, બુંદિનો નકલી કિલ્લો ખડો કરી દઉં. પછી આપ આવીને એને પાડી નાખો. ઉપવાસ છૂટી જશે."

રાણા છાતી ઠોકીને બોલ્યા કે "શાબાશ! બરાબર છે!"

રાતોરાત કામ ચાલ્યું. પ્રભાતે તો બુંદિનો નકલી કિલ્લો તૈયાર થયો. રાજાજી સૈન્ય લઇને કિલ્લો સર કરવા ઉપડયા.

પરંતુ રાણાજીની હજુરમાં એક હાડો રજપુત નોકરી કરતો હતો. નામ કુંભો. જંગલમાં મૃગયા કરીને એ યોધ્ધો ચાલ્યો આવતો હતો. શરીર ઉપર ધનુષ્ય–બાણ લટકાવેલાં.

કોઇએ એને કહ્યું કે " આ નકલી બુંદિનો કિલ્લો બનાવીને રાણાજી કિલ્લો તોડવા જાય છે. "

હાડો ભ્રકૂટિ ચડાવીને બોલ્યો કે, " શું હું જીવતાં રાણો બુંદિનો નકલી કિલ્લો તોડશે ? હાડાની કીર્તિને કલંક લાગશે ? "

" પણ ભાઇ ! એતો નકલી કિલ્લો ! "

" એટલે શું ? બુંદિના કિલ્લાને નામે રમતો રમી શકાય કે ? "

ત્યાં તો રાણાજી સેનાને લઇને આવી પહોંચ્યા.

કુંભોજી કિલ્લાને દરવાજે જઇને ખડો થયો. ધનુષ્ય બાણ ચડાવ્યાં. દૂરથી રાણાને આવતા દેખીને કુંભો ગરજી ઉઠયો.

" ખબરદાર રાણા ! એટલે ઉભા રહેજો. હાડો બેઠો હોય ત્યાંસુધી બુંદિને નામે રમત રમાય નહિ. તે પહેલાં તો હાડાની ભૂજાઓ સાથે રમવું પડશે. "

રાણાએ કુંભાજી ઉપર આખી સેના છોડી મૂકી. ભોંય ઉપર ઘુંટણભર થઇને કુંભે ધનુષ્ય ખેંચ્યું. ધનુષ્યમાંથી બાણ

છૂટતાં જાય તેમ સેનાના યોદ્ધાઓ એક પછી એક પડતા જાય. કુંભોજી કુંડાળું ફરતો ફરતો યુદ્ધ કરે છે. આખું સૈન્ય એના ઉપર તૂટી પડે છે. આખરે વીર કુંભો પડયો. નકલી કિલ્લાના દરવાજાની અંદર, એના પ્રાણ રહ્યા ત્યાંસુધી કોઇ પેસી શકયું નહિ. એના લોહીથી નકલી બુંદિગઢ પણ પવિત્ર બન્યો.



( ૧૪ )

# પ્રતિનિધિ.

—:o:—

સતારાના કિલ્લાપર બેઠા બેઠા શિવાજી મહારાજ એક દિવસ સવારે જોઇ રહ્યા હતા, કે પોતાના ગુરૂજી રામદાસ નગરને બારણે બારણે ભિક્ષા માગતા અન્નહીન વસ્ત્રહીન ભટકયા કરે છે.

રાજાના મનમાં થાય છે કે, "અહો! આ તે શું ધતીંગ! ગુરૂજીના હાથમાં ભિક્ષાની ઝોળી! જેને ઘેર લગારે કશી ખામી નથી, રાજરાજેશ્વર શિવાજી જેને ચરણે પડયો છે, લોકો જેના ખોળામાં બધી સંપત ધરી દે છે, તેવા એક સાધુની વાસનાનો યે અંત નથી? વ્યર્થ છે, ફુટેલા વાસણમાં પાણી લાવીને તરસ છીપવવું જેમ વ્યર્થ છે, તેમ, આ લોભી સાધુની તૃષ્ણા મટાડવા માટે એના હાથમાં રાજલક્ષ્મી ઠલવવી પણ વ્યર્થ છે. ના! પણ એક વખત એની પરીક્ષા તો

કરવી જોઇએ. ખબર પડશે કે આ સન્યાસીની તૃષ્ણાને તળીયુ છે કે નહિ."

એમ વિચારીને મહારાજે કાગળ કલમ લીધાં. કાગળપર કાંઇક લખ્યું, બાલાજીને બોલાવ્યો, ને આજ્ઞા કરી કે, "ગુરૂજી જ્યારે આપણે દ્વારે ભિક્ષા માગવા પધારે ત્યારે ઝોળીમાં આ કાગળ ધરી દેજો."

ભિક્ષા માગતા માગતા ગુરૂજી માર્ગે ચાલ્યા જાય છે. અંગ ઉપર કેવળ એક કૌપીન, અને હાથમાં ઝુલી રહી છે એક ઝોળી. એના ગંભીર મ્હોંમાંથી ગાન ઝરે છે કે "હે જગત્પતિ, હે શંકર, સહુને તમે રહેવાનાં ઘર દીધાં, મનેજ માત્ર રસ્તે ભટકવાનું સોંપ્યું. માડી અન્નપૂર્ણા સચરાચર સર્વને પોતાને હાથે ખવાડી રહી છે. તમેજ, હે પરમ ભિખારી ! મને એ મૈયાના ખોળામાંથી ઝુંટવી લઇને તમારો દાસ બનાવી દીધો, આ ઝોળી લેવરાવી. શી તમારી માયા, પ્રભુ ! "

ગાન પૂરૂં થયું, ગુરૂજી સ્નાન કરીને કિલ્લાને દરવાજે આવ્યા. બાલાજીએ નમન કરીને એના ચરણમાં છત્રપતિની ચિઠ્ઠી મેલી. ગુરૂજીએ પત્ર વાંચ્યો. પત્રમાં લખ્યું હતું કે "ગુરૂદેવ ! આજથી આખું રાજ્ય આપને ચરણે ધરી દઉં છું. હું પણ આપને આધીન થાઉં છું. "

ગુરૂજી હસ્યા. બીજે દિવસે શિવાજી મહારાજની પાસે ગયા, અને બોલ્યા, "બોલ, હે બેટા, રાજ મારે કબ્જે સોંપી દીધું. તું પણ મ્હારા કબજામાં આવ્યો. તો હવે બોલ, તું મ્હારા રાજ્યમાં શું કામ કરીશ ? તારામાં શી શી શક્તિ છે. વત્સ ?"

શિવાજી મહારાજે નમન કરીને જવાબ વાળ્યો કે "તમે કહો તે ચાકરી કરવામાં હું આનંદથી મ્હારા પ્રાણ સમર્પીશ."

ગુરૂજી કહે કે "ના, રે ના, બેટા, ત્હારા પ્રાણની મને જરૂર નથી. ઉપાડી લે આ ઝોળી, અને ચાલ મારી સાથે ભિક્ષા કરવા !"

હાથમાં ઝોળી લઇને શિવાજી ગુરૂદેવની સાથે દ્વારે દ્વારે ભટકે છે. મહારાજાને દેખી ન્હાનાં બચ્ચાંઓ ઘરની અંદર સંતાઇ જાય છે, અને આ તમાશો જોવા પોતાનાં માબાપને બોલાવી લાવે છે. અખૂટ વૈભવનો ધણી, બાદશાહોને પણ ધ્રૂજાવનારો બહાદુર, અપરંપાર અનાથોનો સ્વામી–શિવાજી આજ ઝોળી લઈને નીકળ્યો છે. એ જોઇને શિલા સમાન હૈયાંઓ પણ પીગળી જાય છે. લોકો લજ્જાથી નીચે મ્હોંયે ભિક્ષા આપે છે. ઝોળીમાં અનાંજ નાખતા નાખતા હાથ થરથરે છે, ને નગર આખું વિચારે છે કે વાહ રે ! મહાપુરૂષોની આ લીલા !

દુર્ગની અંદર બપોરના ડંકા વાગ્યા, ને કામકાજ છોડીને નગરજનો વિસામો લેવા લાગ્યા. ગુરૂ રામદાસ તો એક–તારા ઉપર આંગળી ફેરવતા ફેરવતા ગાન ગાતા જાય છે; એની આંખોમાંથી આનંદની અશ્રુધારા ચાલી જાય છે. શું હતું એ ગાન ?

"હે ત્રિલોકના સ્વામી ! તારી કળા નથી સમજાતી. તારે ઘેરે તો કશુંયે કમી નથી, તોયે, માનવીને હૃદયે હૃદયે આમ ભિક્ષા માગતો કાં ભટકે છે, ભગવાન ? તારે ત્યાં શાનો તોટો રહ્યો, સ્વામી ? કંગાળ માનવીના અંતરમાં તેં એવી શી શી દૌલત દીઠી, કે સદા એ મેળવવા માટે પ્રત્યેકની પાસે કાલાવાલા કરી રહ્યો છો, રામ ? "

ગુરૂ ગાતા ગાતા રખડે છે, શિવાજી પાછળ પાછળ ચાલ્યા જાય છે. આખરે સાંજ પડી. નગરની એક બાજુ, નદીને કિનારે સ્નાન કરીને ગુરૂએ ભિક્ષામાં આણેલું અનાજ રાંધ્યું, પોતે લગાર ખાધું, બાકીનું શિષ્યો જમી ગયા.

મહારાજાએ હસીને કહ્યું, કે "રાજાનો ગર્વ ઉતારીને તમે આજે એને ભિખારી બનાવ્યો છે. હે ગુરૂદેવ, તો હવે બોલો. ફરમાવો. બીજી શી શી ઇચ્છા છે ? "

ગુરૂદેવ બોલ્યા, "સાંભળ ત્યારે. મારે માટે પ્રાણ અર્પવાની તેં પ્રતિજ્ઞા કરી છે. તો હવે ઉપાડી લે મારો ભાર. આજ આ નાની ઝોળીનો ભાર નથી ઉપાડવાનો. આ મ્હાનકડી નગરીમાં નથી ભટકવાનું. આજ તો, મ્હારે નામે, મ્હારો પ્રતિનિધિ બનીને ફરીવાર આ રાજગાદી સંભાળી લે, બેટા! મ્હારૂં સમજીને રાજ્યને રક્ષજે. રાજા બન્યા છતાંયે હૃદય ભિક્ષુકનું રાખજે. લે આ મ્હારા આશીર્વાદ, અને સાથે સાથે આ ભગવું વસ્ત્ર. એ વસ્ત્રનો વાવટો બનાવીને તારા કિલ્લાપર ચડાવી દેજે. આજથી આ રાજ્ય એ રાજ્ય નથી. એને ઈશ્વરનું દેવાલય સમજજે. જા બેટા, કલ્યાણ કર જગતનું."

એ મનોહર સંધ્યાકાળે, ગીતો ગાતી એ નદીને કિનારે, નીચું માથું નમાવીને શિવાજી શાંત બેસી રહ્યા. લલાટ ઉપર જાણે ફિકરનાં વાદળાં જામી પડયાં. ગોવાળની વાંસળી થંભી ગઈ. ગાયો ગામમાં પહોંચી ગઇ, સૂર્ય પણ સંસારને સામે કાંઠે ઉતરી ગયો. શિવાજી મહારાજ સ્તબ્ધ બનીને બેસીજ રહ્યા. લૂંટારો બનીને રાજ્ય ચલાવવું સ્હેલ હતું. આજ સાધુ બનીને સિંહાસને શી રીતે બેસાશે ?

નદીને કિનારે પર્ણકૂટીની અંદર તો તંબુરાના તાનમાં ગુરૂદેવનાં ગાન છૂટી નીકળ્યાં હતાં કે "મને રાજાના શણગાર સજાવીને સંસારમાં બેસાડયો, ને તમે તો છૂપાઇને છેટે જઈ બેઠા ! તમે કોણ, હે રાજાધિરાજ ! મેં તો તમારી પાદુકા આણીને તખ્ત પર પધરાવી છે. પ્રભુ ! હું તો તમારા પગ પાસેજ બેઠો છું. સિંહાસન પર મ્હારૂં આસન હોય નહિ, હરિ ! હવે તો આ ઝીંદગીની સંધ્યા આવી પહોંચી. હવે તે ક્યાં સુધી બેસાડી રાખશો, રાજા ? હવે તો આવીને આપનું રાજ્ય સંભાળી લ્યો, સ્વામી !

શિવાજી મહારાજે એ ગાન સાંભળ્યું, ને ભગવાં ઝુંડાને જગતપર અમર બનાવ્યો.



( ૧૫ )

## નગર–લક્ષ્મી.

—:o:—

શ્રાવસ્તિ નગરીમાં દુકાળ પડયો. પ્રજામાં હાહાકાર થઇ રહ્યો. પોતાનાં ભક્તજનોને ભેગા કરીને બુદ્ધ ભગવાને સવાલ કર્યો કે. " બોલો પ્રિયજનો, ભૂખ્યાંને અન્નદાન દેવા તમારામાંથી કોણ કમર બાંધે છે ? "

ગુરૂદેવનો સવાલ સાંભળીને રત્નાકર શેઠે માથું નીચું ઢાળ્યું, અને હાથ જોડીને જવાબ દીધો, " આવા વિશાળ નગરને માટે અન્ન પહોચાડવાની મ્હારી તો શક્તિ નથી, પ્રભુ "

ત્યાર પછી ગુરૂદેવનાં નિરાશ નયનો સેનાપતી જયસેનના મ્હોં પર પડયાં. જયસેને જવાબ વાળ્યો કે, " છાતી ચીરીને હૃદયનું લોહી દેવાથી જો પ્રજાનો પ્રાણ ઉગરી શકે તો પલવારમાં હું કાઢી આપું, પ્રભુ ! પણ મારા ઘરમાં એટલું અનાજ તે ક્યાંથી હોય ? "

નિઃશ્વાસ નાખીને ધર્મપાળ બોલી ઉઠયો કે " હું તો ભાગ્યહીન છું. પ્રભુ ! મ્હારા સોના સરખા ખેતરમાંથી દુકાળે બધા કસ શોષી લીધો. હું રાજ્યનો કર પણ કેવી રીતે ભરી શકીશ ? "

બધા એક બીજાના મ્હોં સામે જોવા લાગ્યા. કોઇ જવાબજ દેતું નથી. ચુપચાપ બની ગયેલી એ મેદિનીની અંદર, ભૂખથી પીડાતા એ પ્રજાજનોની સામે, બુદ્ધ ભગવાનની કરૂણાળુ આંખો, સંધ્યાકાળના ઉદાસ તારાની માફક, ચોંટી રહી.

ત્યારે પછી એ સમુદાયની અંદરથી એક રમણી ઉભી થઇ. લાલ લાલ એનું લલાટ છે, અને શરમમાં નીચે નમેલું એનું માથું છે. ગૌતમ પ્રભુના સાચા શિષ્ય અનાથ–પીંડદની એ દીકરી હતી. વેદનાથી એની આંખમાં આંસુ ભરાઇ આવેલાં. બુદ્ધદેવના ચરણની રજ લઇને મધુર કંઠે એ બાઇ બોલી.

" હે દેવ ! આજે જ્યારે સહુએ નિઃશ્વાસ નાખી આપને નિરાશ બનાવ્યા છે. ત્યારે હું એક પામરમાં પામર સેવિકા આપની આજ્ઞા માથે ચડાવી લઉં છું. અનાજ વિના આજે જે માનવી કલ્પાંત કરી રહ્યાં છે. તે બધાં મ્હારાંજ સંતાનો સરખાં મને લાગે છે. નગરમાં આંગણે આંગણે અનાજ પહોંચાડવાનો ભાર આજે હું મારે માથે ધરી લઉં છું. "

સાંભળનાર સહુ લોકોને બહુ નવાઇ લાગી. ગુરૂદેવના માનીતા શિષ્યોમાંથી કોઇ હાંસી કરવા લાગ્યું, કોઇ ગુસ્સે થઇ ગયું, કોઇને લાગ્યું કે સુપ્રિયા પાગલ બની ગઇ છે. સખ્ત અવાજે સહુ એને પૂછવા લાગ્યાં કે, " એક ભિક્ષુકની તું દીકરી ! તું પોતે પણ ભિખ્ખૂની ! એટલું બધું અભિમાન ક્યાંથી આવી ગયું કે તું આવું વિકટ કામ તારે માથે ઉપાડી લે છે ? તારા ઘરમાં એવા શું ભંડાર ભર્યા છે, ભિખારણ ? "

બધાની પાસે માથું નમાવીને સુપ્રિયા બોલી, " મ્હારી પાસે બીજું કાંઇયે નથી; રહ્યું છે ફક્ત આ એક ભિક્ષાપાત્ર. હું તો પામર નારી છું. સહુથી ગરીબ છું. પરંતુ હે પ્રિય-જનો ! તમારી દયાને બળેજ ગુરૂદેવની આજ્ઞા સફળ થશે, મ્હારી શક્તિથી નહિ. મ્હારો ભંડાર તો તમારા સહુના ઘરે ઘરમાં ભર્યો છે. તમારી સહુની ઇચ્છા સાચી હશે તો મ્હારૂં આ પામર ભિક્ષાપાત્ર પણ એક અક્ષયપાત્ર બની જશે. હું તમારે દ્વારે દ્વારે ભટકીશ, ને તમે દેશો તે ભૂખ્યાંને ખવડા-વીશ. માતા વસુંધરા જીવતી છે, ત્યાં સુધી શું ખોટ છે ?

ગુરૂદેવે આશીર્વાદ દીધા. લોકોએ પોતાના ભંડાર એ ભિખ્ખૂનીના ભિક્ષાપાત્રમાં ઠલવ્યા, અને આખી નગરી ઉગરી ગઇ.



(૧૬)

## સ્વામી મળ્યા.

—:૦:—

ગંગાને કિનારે તુલસીદાસજી એક દિવસ સાંજને ટાણે ટેલતા હતા. એનું હૃદય એ વખતે પ્રભુના ગાનમાં મસ્ત હતું.

પાસેજ સ્મશાન હતું. સ્મશાન સામે નજર કરતાં સ્વામીજીએ જોયું કે પોતાના પતિના શબના પગ પાસે એક સતી નારી બેઠેલી છે. પતિની ચિત્તામાં બળી મરવાનો એ બાઈએ મનસૂબો કરેલો. કપાળમાં ચંદનની પીળ કરેલી, સેંથામાં સીંદુર ભરેલો, અને અંગ ઉપર લગ્નદિવસનાં વસ્ત્રાભૂષણો ધરેલાં.

ભેળા મળેલાં સગાં વ્હાલાં આનંદની ચીસો પાડે છે, સતીના નામનો જયજયકાર બોલાવે છે, અને પુરોહિતો ધન્યવાદ દેતા દેતા ચિતાની તૈયારી કરી રહ્યા છે. એ સતી સ્ત્રીએ અચાનક ત્યાં તુલસીદાસજીને જોયા, અને આતુર

બનીને પૂછ્યું કે "હે ગોસ્વામી ! તમારા પવિત્ર મુખમાંથી મને પરવાનગી આપો. મને આશીવાદ દો, એટલે હું સુખેથી ચાલી જઇશ."

ગોસ્વામીએ પૂછ્યું, "માતા, કયાં જવાની આ તૈયારી કરી છે ?"

બાઇ બોલી, "મારા સ્વામીની સાથે બળી મરીને સ્વર્ગે જઈશ, મહારાજ !"

હસીને ગોસ્વામી કહે છે. "હે નારી, આ ધરતીને છોડી, સ્વર્ગમાં જવાનું કાં મન થાય છે ? સ્વર્ગનો જે સરજનહાર છે તેનીજ સરજેલી આ પૃથ્વી પણ નથી. બ્હેન ?"

અજ્ઞાન સ્ત્રી આ વાતનું રહસ્ય સમજી ન શકી, એ તો વિસ્મય પામીને સાધુની સામે જોઈ રહી. એના મનમાં થયું કે, "રે ! તુલસીદાસ સરખો ધર્માવતાર આજે કાં આવી વાણી કાઢી રહ્યો છે ?"

સ્વામીજીની સામે જોઇને બાઈ બોલી કે "મારા સ્વામી મને આંહો મળી જાય તો મ્હારે સ્વર્ગનું શું કામ ?"

તુલસીદાસ ફરી વાર હસીને બોલ્યા. "ચાલો પાછાં ઘેરે મૈયા, સાધુનો કોલ છે કે એક મહિનાની મુદતમાં તમને તમારો સ્વામી પાછો મળશે."

તુલસીદાસનો કોલ ! ભક્ત હ્રુદયને કદી અશ્રદ્ધા આવે ? આશાતૂર હૃદયે એ બાઈ પાછી વળી, ને ગોસ્વામીની પાછળ પાછળ ચાલી ગઇ. પછવાડે પુરોહિતોએ શાપ વરસાવ્યા, સગાં વ્હાલાંઓએ નિંદા શરૂ કરી, ગાળોના ઉચ્ચાર કાઢયા; કોઇએ પત્થરો પણ ફેંકયા. પલવાર પહેલાંની સતી, બીજીજ પળે કુલ્ટા બની ગઈ. ભયભીત હૃદયે એ નારી ગોસ્વામીના પડખામાં લપાતી લપાતી ધ્રૂજતી જાય છે; પાછળ નજર નાખતી જાય છે. ગોસ્વામી તો પ્રભુના કિર્તનમાં મસ્ત બની નિર્ભય પગલે ચાલે છે; એ ભકતની અને એ નારીની પાસે આવવાની કોઈની મગદૂર નહોતી.

એક નિર્જન પર્ણકૂટીમાં એ બાઇને સૂવાડીને ગોસ્વામી ગંગાને કિનારે પાછા આવ્યા. આખી રાત જાગીને એણે પ્રભુનાં કિર્તન ગાયાં. પ્રભાતે એ રમણીની પાસે જઈને ભકત-વર થોડીવાર બેઠા. પ્રભુની, ને પ્રભુની કરૂણાની મીઠી વાતો કરી. એક મહિના સુધી આમ ચાલ્યું. એ આશાતૂર વિધવાના વદન ઉપર કોઇ અમર ઉલ્લાસ પ્રકાશી નીકળ્યો. શ્વેત વસ્ત્રોની અંદરથી પણ પરમ સૌભાગ્ય પ્રગટ થયું. એની આંખોનાં આંસુ સુકાયાં, પ્રકાશનાં કિરણો છૂટયાં.

સગાં વ્હાલાંએ આવીને મર્મ વચનો કહ્યાં કે "કાં, સ્વામી જીવતો થયો કે ?"

વિધવાએ હસીને કહ્યું "હા ! સ્વામી પાછા આવી મળ્યા !"

ચમકીને બધાં પૂછે છે કે–

"હેં ! ક્યાં છે ? ક્યા ઓરડામાં બેઠા છે ? બતાવને ?"

રમણીએ ઉત્તર દીધો કે "આ હૃદયના ઓરડામાં સ્વામી સજીવન બનીને બેઠા છે. તમે ત્યાં શી રીતે જઇ શકો ?"



(૧૭)

# પારસ મણિ.

—:૦:—

વૃંન્દાવનની અંદર, યમુનાને કિનારે બેઠા બેઠા સનાતન ઋષિ પ્રભુ–નામ રટી રહ્યા હતા. એ વખતે એક કંગાળ બ્રાહ્મણે આવીને ઋષિજીને ચરણે પ્રણામ કર્યા.

સનાતને પૂછ્યું કે “ ભાઇ, ક્યાંથી આવો છો ? તમારૂં નામ શું ? ”

બ્રાહ્મણ બોલ્યો, “ મહારાજ ! બહુ દૂર દેશથી હું આવું છું. મારૂં દુઃખ વર્ણવ્યું જાય તેમ નથી. ઇશ્વરની આરાધના કરતાં કરતાં એક રાત્રીયે મને સ્વપ્નામાં જાણે કોઇ દેવ કહી ગયા કે “ યમુનાને કાંઠે સનાતન ગોસ્વામીની પાસે જઇને યાચના કરજે. તારી ભીડ એ ભલા સાધુ ભાંગવાના. ”

સનાતન બોલ્યા. “ બેટા, મારી આશા કરીને તું આવ્યો, પણ હું શું આપું ? જે હતું તે બધું ફેંકી દઇને, ફક્ત આ ઝોળી લઇનેજ હું તો જગતની બહાર ચાલી નીકળ્યો છું.

પણ, હાં હાં ! મને યાદ આવે છે. એક દિવસ આંહી કિનારે હું ટેલતો હતો ત્યારે મને એક પારસ મણી ( સ્પર્શ મણિ ) હાથ લાગેલ. કોઇક દિવસ કોઇને દેવા કામ આવશે, તેટલા માટે મેં એ મણિને પેલે ઠેકાણે રેતીમાં દાટી રાખેલ છે. જા ભાઇ, એને લઇ જા. ત્હારૂં દુઃખ એનાથી ફીટવાનું. તને અખૂટ દોલત મળવાની ”

સ્પર્શ મણિ ! આહા ! બ્રાહ્મણ તો દોડતો દોડતો મુનિએ બતાવેલી જગ્યાએ પહોંચ્યો, ને એણે રેતીમાંથી મણિ બહાર કાઢયો. પોતાના લોઢાના માદળીયાને જ્યાં મણિ અડાડે ત્યાં તો માદળીયું સોનાનું બની ગયું. બ્રાહ્મણ તો આનંદમાં નાચવા લાગ્યો. ખૂબ નાચ્યો. મનમાં અનેક મહેલ મહેલાતો ખડી કરી દીધી. કેવા કેવા વૈભવો ભોગવશે તેની કૈં કૈં કલ્પનાઓ કરી લીધી. પછી થાકીને થોડો આરામ લેવા નદી કાંઠે બેઠો. યમુનાના પ્રવાહનું મધુર મધુર ગાન સાંભળીને એ શાંત બન્યો. ચોપાસ ફુલો અને વૃક્ષોની શોભા નિહાળી. પંખીઓના આનંદમય કિલકિલાટ સાંભળ્યા. સૂર્યાસ્ત સામે નજર કરી.

બ્રાહ્મણની એક આંખ આ સુંદરતા ઉપર હતી, બીજી આંખ હતી એના મનની પેલી મ્હેલ મહેલાતો ઉપર. એનું

મન ડોલવા લાગ્યું. એને સાંભર્યા ગોસ્વામી સનાતન. એને ઘણી ઘણી વાતો સાંભરી આવી.

દોડતો દોડતો બ્રાહ્મણ સનાતનની પાસે આવીને એના પગમાં પડયો. આંખમાં આંસુ લાવીને એ ગદ્ગદ્ સ્વરે બોલ્યો, " અખૂટ સમૃદ્ધિ આપનાર મણિને જેણે માટી સમાન ગણીને આપી દીધો, તેના ચરણની માટી જ મારે જોઇએ, આ મણિ મારે ન ખપે. "

એમ બોલીને એણે નદીના ઉંડા પાણીમાં મણિને ફેંકી દીધો.

મણિ દેનાર, અને મણિ લેનાર, બન્ને જીતી ગયા.



(૧૮)

## કર્ણનું બળીદાન.

—:૦:—

કુંતી—તું કોણ છે તાત ? આંહી શું કરે છે ?

કર્ણ—પવિત્ર ગંગાને કિનારે, સંધ્યાના સૂર્યને હું વંદી રહ્યો છું. મ્હારૂં નામ કર્ણ. અધિરથ સારથીનો હું પુત્ર રાધા મ્હારી જનેતા. બોલો, માડી, કોણ છો તમે ?

કુન્તી—બેટા, હું એજ, જેણે ત્હારા જીવનને પહેલે પ્રભાતે તને પૃથ્વીનાં દર્શન કરાવ્યાં. લાજ મર્યાદા મેલીને આજ હું મારી ઓળખાણ દેવા આવી છું.

કર્ણ—કાંઈ સમજાયું નહિ, માતા. તોયે–તોયે–તમારી આંખોના કિરણો અડચે મ્હારૂં–યોદ્ધાનું હૃદય ગળી પડે છે. સૂર્યના કિરણોને સ્પર્શે બરફનો પહાડ દ્રવી પડે એવી રીતે. અને તમારો અવાજ તો જાણે મ્હારા આગલા જન્મોમાંથી આવીને અંતરમાં નવી વેદના જગાડે છે

જનની ! બોલો, બોલો, હે અપરિચિતા ! મ્હારા જન્મની એવી કઇ ગુપ્ત ગાંઠ તમારી સાથે બંધાએલી છે ?

કુંતી—ઘડીવાર ધીરો થા બેટા. સૂર્યને આથમી જવા દે, સંધ્યાનાં ઘોર અંધારાં સંસારપર ઉતરવા દે. પછી બધુંયે કહીશ. મ્હારૂં નામ કુંતી, હે વીર !

કર્ણ—તમે કુંતી ! અર્જુનની જનેતા !

કુંતી—હા ! અર્જુનની–ત્હારા વેરીની–હું જનેતા. પણ એજ કારણે તું મને તરછાડતો ના. હજુયે મને સાંભરે છે હસ્તિનાપુરમાં એ અસ્ત્ર–પરીક્ષાનો દિવસ. તારાઓની મંડળીમાં જેમ અરૂણ ચાલ્યો આવે, તેમ રંગભૂમિની મેદની વચ્ચે તું તરૂણ કુમાર જ્યારે દાખલ થયો, ત્યારે અંતર્પટની બીજી બાજુએ શું શું ચાલી રહેલું ? એ બધી રમણીઓના વૃંદની વચ્ચે, કોણ એ અભાગણી બેઠેલી કે જેના જર્જરિત હૈયામાં, પ્રીતિની હજારો ભૂખી નાગણી જાગતી હતી ? કોણ હતી એ નારી, જેની આંખોએ ત્હારાં અંગેઅંગને આશિષનાં

ચુંબન આપેલાં ? બેટા, એ બીજી કોઇ નહિ, પણ ત્હારા વેરી અર્જુનનીજ માતા !

પછી કૃપે આવીને તારા પિતાનું નામ પૂછ્યું, " રાજવંશી વિના અર્જુનની સાથે ઝુઝવાનો કોઇનો અધિકાર નથી " એવું મેણું દીધું, લાલચોળ ત્હારા મ્હોંમાંથી વાચા ન ફુટી, સ્તબ્ધ બનીને તું ઉભો રહ્યો, તને શરમ આવી–કોણ એ નારી હતી કે જેના અંતરમાં તે સમયે ત્હારી એ શરમે અગ્નિ સમી બળતરા સળગાવી ? બીજી કોઇ નહિ, પણ એ અર્જૂનનીજ જનેતા ! ધન્ય છે બેટા દૂર્યોધનને. એણે, એજ ક્ષણે તને અંગરાજની પદવી અર્પી. ધન્ય એને ! કોની આંખોમાંથી એ પળે આંસુ વછૂટયાં ? અર્જુનની માતાનાં એ હર્ષાશ્રુ હતાં. એવે સમે અધિરથ સારથી, રંગભૂમિ ઉપર રસ્તો કરતા કરતા, હરખાતા હરખાતા દાખલ થયા. દોડીને તેં એને " બાપુ " કહી બોલાવ્યા, અભિષેકથી ભીનું ત્હારૂં માથું તેં એ વૃદ્ધ સારથીને ચરણે નમાવ્યું, આખી સભા તાજ્જુબ બનીને તાકી રહી. પાંડવોએ ક્રૂર હાંસી કરીને તને ધિક્કાર દીધો. તે સમે ગર્વથી

કોનું હૈયું ફુલાયેલું ? કોણે તને વીરમણિ કહીને આશીષ દીધી ? એ પ્રેમઘેલી નારી હું-હું અર્જુનની જનેતા.

કર્ણ—આયા, મ્હારા પ્રણામ છે તમને. પણ, તમે તો રાજમાતા! તમે આંહી એકલાં ક્યાંથી ? જાણતાં નથી કે આ રણક્ષેત્ર છે, ને હું કૌરવોનો સેનાપતિ છું ?

કુંતી—એક ભિક્ષા લેવા આવી છું, બેટા ! જોજે હો ! ઠાલે હાથે પાછી ન વળું !

કર્ણ—ભિક્ષા ! મારી પાસે ? ફક્ત બે વાત માગશો મા. માતા—એક મ્હારૂં પુરૂષત્વ, બીજો મ્હારો ધર્મ. ત્રીજી ગમે તે આજ્ઞા કરો, ચરણમાં મેલી દઇશ.

કુંતી—હું તનેજ લઈ જવા આવી છું.

કર્ણ—ક્યાં લઈ જશો મને ?

કુંતી—તૃષાતૂર આ હૈયાની અંદર, જનેતાના આ ખોળામાં, બાપુ !

કર્ણ—ભાગ્યવંતી નારી ! તમને તો પ્રભુએ પાંચ પાંચ પુત્રો દીધા છે. એમાં મ્હારૂં, એક કૂલહીનનું, પામર સેના-પતિનું સ્થાન ક્યાંથી હોય ?

કુંતી—એ પાંચેથી તને ઉંચે બેસાડોશ, સહુથી મોટેરો કરી માનીશ.

કર્ણ—તમારા ઘરમાં પગ મેલવાનો મ્હારો શો અધિકાર ? એક તો તમારા પુત્રોનું રાજપાટ ઝુંટાણું, અને હવે બાકી રહેલા એના માતૃપ્રેમમાં યે શું હું પાછો ભાગ પડાવું ? જનેતાનો પ્રેમ જુગારમાં નથી મંડાતો, માડી! જનેતાનું હૃદય બાહુબળથી યે કોઇ ન ઝુંટાવી શકે. એ તો પ્રભુનું દીધેલું દાન છે.

કુંતી—રે, બેટા ! પ્રભુનો અધિકાર લઇનેજ એક દિવસ તું આ ખોળામાં આવેલો. આજ એજ અધિકારને બળે તું પાછો આવ, નિર્ભય બનીને ચાલ્યો આવ, જનેતાના ખોળામાં તારૂં આસન લઈ લે, તાત !

કર્ણ—હે દેવી ! જાણે સ્વપ્નમાં કોઇ બોલતું હોય, એવી તમારી વાણી છે. જુઓ, જુઓ, ચોમેર અંધારાં ઉતરે છે. દિશાઓ ઢંકાઇ ગઇ છે. ભાગીરથીનાં નીર ચુપચાપ ચાલ્યાં જાય છે. કયા એ માયાવી લોકની અંદર કયા એ વિસારે પડેલા પ્રદેશમાં, બાલ્યાવસ્થાના કયા એ

પ્રભાતની અંદર તમે મને ઉપાડી જાઓ છો ? જૂના જૂના કોઇ સત્ય સમી તમારી વાણી આજે મ્હારા અંતરની સાથે અથડાય છે. ઝાંખી ઝાંખી મ્હારી બાલ્યાવસ્થા, જાણે મ્હારી સામે આવીને ઉભી છે. જનેતાના ગર્ભનું એ ઘોર અંધારૂં, જાણે મને ઘેરીને ઉભું છે, રે રાજમાતા ! એ બધું સત્ય હો, કે કેવળ ભ્રમણા હો, પણ આવો સ્નેહમયી ! પાસે આવો, ને પલવાર તમારો જમણો હાથ મ્હારે લલાટે મેલો. જગતને મ્હોંયે મેં સાંભળ્યું છે કે મારી માએ મને રઝળતો મૂકેલો. રાત્રીયે સ્વપ્નની અંદર, કેટકેટલી વાર મેં જોયું છે કે ધીરે ધીરે મારી મા મને મળવા આવે, રડી રડીને હું એને કહું કે "મા, ઓ ! મા, ઘુમટો ખોલો, મ્હોઢું બતાવો"–ત્યાં તો એ સ્વપ્નાને છિન્ન ભિન્ન કરીને મા અદ્રશ્ય બની જાય ! આજે આ સંધ્યાકાળે, આ રણક્ષેત્રની અંદર, આ ભાગીરથીને કિનારે, શું એજ સ્વપ્નની મ્હારી માતા, કુંતીનું રૂપ ધરીને આવી હશે ? નજર કરો મા, સામે કિનારે; પાંડવોના તંબુમાં દીવા બળી રહ્યા છે; અને આ કિનારે

તો જુઓ ! કૌરવોની અશ્વશાળામાં, લાખ લાખ અશ્વોના દાબલા ગાજી રહ્યા છે. કાલે પ્રભાતે તો મહા યુદ્ધ મંડાશે. અરેરે ! આજ છેલ્લી રાત્રીયે, આટલો મોડો, મારી માતાનો મધુરો અવાજ મેં અર્જુનની જનેતાને મુખે કાં સાંભળ્યો? એના મોંમાં મારૂં નામ આટલું મીઠું તે કાં સંભળાય ? આજ મ્હારૂં અંતર "ભાઇ ભાઇ" પોકારતું પાંચ પાંડવોની પાછળ કાં દોડયું જાય ?

કુંતી—ત્યારે તો ચાલ્યો આવ, બેટા, ચાલ્યો આવ.

કર્ણ—આવું છું, મા, આવું છું. કશુંયે પૂછીશ નહિ, લગારે વ્હેમ નહિ લાવું, જરાયે ફિકર નહિ કરૂં, દેવી! તમેજ મ્હારી માતા ! તમારો સાદ પડતાં તો પ્રાણ જાગી ઉઠયો છે. આજ યુદ્ધનાં રણશીંગાં નથી સંભળાતાં. મનમાં થાય છે કે, મિથ્યા છે એ ઘોર હિંસા, મિથ્યા એ કીર્તિ, એ જય, ને એ પરાજય ! ચાલો, તેડી જાઓ, ક્યાં આવું ?

કુંતી—સામે કિનારે, જ્યાં, ઝાંખી ઝાંખી રેતી ઉપર, દીવા ઝળહળે છે.

કર્ણ—ત્યાં ? મારી ખોવાયેલી માતા ત્યાં શું મને પાછી મળશે ? તમારાં સુંદર કરૂણાળુ નયનોની અંદર ત્યાં શું માતૃ-સ્નેહ સદાકાળ ઝલકી રહેશે ? બોલો દેવી ! ફરી એક વાર બોલો, કે હું તમારો પુત્ર !

કુંતી—તું મ્હારો વ્હાલો પુત્ર !

કર્ણ—ત્યારે, તે દિવસે, શામાટે મને આ અંધ, અજાણ્યા સંસારમાં ફેંકી દીધેલો ? શા માટે મ્હારૂં ગૌરવ ઝુંટી લીધું ? મને કૂલહીન કરી નાખ્યો, માનહીન, ને માતૃ-હીન બનાવ્યો ? સદાને માટે મને ધિક્કારના પ્રવાહમાં શાને વ્હેતો મેલ્યો ? કુળમાંથી કાં મને કાઢી મેલ્યો ? અર્જૂનથી મને અળગો રાખી મૂકયો ? એટલેજ ઓ માતા, ન્હાનપણથીજ કોઇ નિગૂઢ અદૃશ્ય ખેંચાણ, હિંસાનું રૂપ ધરીને મને અર્જુનની પ્રત્યે ખેંચી રહ્યું છે. જવાબ કાં નથી દેતાં જનની ?

અંધકારનાં આ પડો ભેદીને તમારી શરમ મ્હારાં અંગે અંગને ચુપચાપ અડકી રહી છે, મારી આંખોને દબાવી રહી છે. ભલે, તો પછી ભલે, બોલશો ના કે મને શા કારણે તજેલો !

બોલશો ના, બોલશો ના, કે શા માટે તમે તમારા સંતાનના હાથમાંથી જનેતાનો પ્રેમ ઝુંટવી લીધો ! જનેતાનો પ્રેમ ! દુનિયાની અંદર પ્રભુનું પહેલવહેલું દીધેલું એ દાન ! દેવતાની એ અમોલી દોલત ! હાય, એજ તમે છીનવી લીધી ! તો પછી બોલો, ફરી વાર મને ખોળામાં લેવા આજ શા કારણે આવ્યાં છો, માડી ?

કુંતી—બેટા ! વજ્ર સમાં એ ત્હારાં વેણ મ્હારા હૈયાના ચૂરા કરી રહ્યાં છે. તને તજેલો, એ પાપે તો પાંચ પાંચ પુત્રો છતાંયે મ્હારૂં હૈયું પુત્રહીન હતું. હાયરે ! પાંચ પુત્રો છતાંયે, સંસારમાં હું "કર્ણ, કર્ણ" કરતી ભટકતી હતી. તરછોડેલા એ પુત્રને કાજે તો, રે, તાત, હૈયામાં વેદનાની જ્યોત સળગાવી હું દેવતાની આરતી ઉતારતી આવી છું.

આજ મ્હારાં ભાગ્ય ઉઘડયાં, તે તું મને મળ્યો. ત્હારે મ્હોંયે હજુ તો વાચા યે નહોતી ફુટી, ત્યારે મેં ત્હારો અપરાધ કરેલો, બેટા ! એજ મ્હોંયે આજ તું ત્હારી અપરાધી માડીને માફી આપજે. ત્હારાં ઠબકાનાં વેણુથી યે વધુ તાપ તો ત્હારી એ ક્ષમા મ્હારે

અંતરે સળગાવશે, અને મ્હારાં પાપને પ્રજાળી, મને નિર્મળ બનાવશે.

કર્ણ—માતા, ચરણ-રજ આપો, ને મ્હારાં આંસુ સ્વીકારો.

કુંતી—તને છાતીયે ચાંપીને મારૂં સુખ લેવા હું નથી આવી, પણ ત્હારા અધિકાર તને પાછા સોંપવા આવી છું, વ્હાલા ! તું સારથીનું સંતાન નથી. તું રાજાનો કુમાર છો, તાત! બધી હીનતાને ફેંકી દે, ચાલ્યો આવ, પાંચે ભાઇઓ તારી વાટ જુવે છે.

કર્ણ—ના, ના, માડી, હું તો એ સારથીનું જ સંતાન, રાધા જ મ્હારી સાચી જનેતા. એનાથી મોટું પદ મ્હારે ન ખપે. પાંડવોનાં માવતર પાંડવોને મુબારક હો, કૌરવોનું કુલાભિમાન ભલે કૌરવો પાસે રહ્યું. મને કોઇની ઇર્ષ્યા નથી, માતા.

કુંતી—ત્હારૂં જ રાજ્ય હતું. બાહુબળ બતાવીને એ બાપનું રાજ્ય મેળવી લેને! યુધિષ્ઠિર તને ચામર ઢાળશે, ભીમ તારે મસ્તકે છત્ર ધરશે, અર્જુન ત્હારા રથનો સારથી થશે. પુરોહિત વેદના મંત્રો ગાશે—શત્રુઓને જીતી, ચક્રવર્તીને સિંહાસને ચડી જા, બેટા !

કર્ણ—સિંહાસન ? જેણે જનેતાના અમોલા સ્નેહને નકાર્યો, તેને તમે તુચ્છ સિંહાસનની લાલચ આપી રહ્યાં છો, દેવિ ? એક દિવસ મ્હારી જે દોલત-મ્હારો રક્ત સંબંધ-તમે ઝુંટવી લીધેલ છે, તે આજ તમારાથી પાછી નહિ દેવાય. મ્હારી માતા, મ્હારાં ભાંડુએ, મ્હારો રાજવંશ—પલકમાં તો એ બધાંને તમે મ્હારા જન્મને ટાણેજ સંહારી નાખ્યાં છે. હવે એ ગરીબ માતાને મેલી, હું આજે રાજમાતાને સ્વીકારૂં-કૌરવો સાથેની સ્નેહગાંઠ છોડી હું આજે રાજ-સિંહાસન લેવા દોડું, તો કોટિ કોટિ ધિઃક્કાર હજો મને-મિત્ર દ્રોહીને, માતૃ-દ્રોહીને !

કુંતી—તું સાચો વીર, બેટા ! ધન્ય છે તને ! હાયરે કર્તવ્ય ! ત્હારી શિક્ષા તે શું આવી વસમી ! તે દિવસે-અરેરે તે કમનસીબ દિવસે કોણ જાણતું હતું કે માતાએ રઝળતો મેલેલો નિરાધાર બાલક આવો બળીયો બનશે, ને હાથમાં ખડગ લઈને પોતાના સગા બાંધવોનેજ સંહારવા, અંધકારને માર્ગેથી એક દિવસ અચાનક ઝબકશે ? હાયરે ! આવો તે શો શાપ !

કર્ણ—નિર્ભય રહેજો, માડી, આખરે પાંડવોનોજ વિજય થવાનો. આ ઘોર સંગ્રામનું પરિણામ આકાશમાં લખાઇ ચૂકયું છે. આ શાંત રાત્રીની અંદર પણ, નભોમંડળમાંથી નિરાશા અને પરાજયના પડઘા સંભળાય છે. અમારી હાર હું તો જોઇ રહ્યો છું. જે પક્ષનો પરાજય થવાનો છે એ પક્ષને તજવાનું મને કહેશો ના, માડી ! ભલે પાંડવો જીતે, રાજા બને ! હું તો એ હારનાર પક્ષમાંજ પડયો રહીશ. મ્હારા જન્મની રાત્રીયે જે રીતે તમે મને ધૂળમાં રઝળતો મૂકેલો, નનામો કરીને મને ગૃહહીન બનાવેલો; આજે એજ રીતે, મનના મોહ મારીને, ઓ માડી, મને આ અંધારા અને અપકીર્તિકારક પરાભવમાં રઝળતો મેલી ઘો. માત્ર એટલોજ આશીર્વાદ દેતાં જાજો, અયિ જનેતા, કે, વિજય, કીર્તિ અગર રાજની લાલચે હું કદાપી શૂરાનો માર્ગ ન મેલું.



(૧૯)

# નરક—નિવાસ.

—:૦:—

( રાજા સોમક મરીને સ્વર્ગમાં જાય છે. રસ્તામાં નરકપુરી આવે છે. તે કાલનો આ પ્રસંગ છે. )

( નેપથ્યમાં )

કયાં જાઓ છો મહારાજ ?

સોમક—કોણ છે એ ? કોણ બોલાવે છે મને ? ઘનઘોર અંધારામાં કાંઇયે દેખાતું નથી. દેવદૂત ! વિમાનને આંહિ પલવાર થંભાવો.

( નેપથ્યમાં )

હે નરપતિ ! નીચે આવો !

નીચે ઉતરો, હે સ્વર્ગના મુસાફર !

સોમક—કોણ છો તમે ? કયાંથી આવો છો ?

(નેપથ્યમાં)

સાદ ન ઓળખ્યો રાજા ? મૃત્યુ લોકનો હું તમારો પુરોહિત !

સોમક—ગુરૂદેવ ! ગુરૂદેવ ! તમે આંહી ? આખા બ્રહ્માંડનાં આંસુ એકઠાં મળ્યાં હોય, એ આંસુની વરાળ બની હોય, અને એ વરાળમાંથી જાણે સરજાયલી હોય એવી આ દુનિયા લાગે છે. આંહી સૂર્ય નથી, નથી ચંદ્ર, કે નથી તારા. ભયંકર કોઇ સ્વપ્નસમી ઘનઘોર ઉદાસી, આકાશના હૃદયને જાણે ચાંપીને ચુપચાપ ઉભી છે. આંહી, આવા લોકમાં તમે કાં આવ્યા પ્રભુ ?

પ્રેતો—સ્વર્ગને માર્ગે પડેલી આ દુનિયા, આનું નામ નરકપૂરી. દૂર દૂર આંહીથી સ્વર્ગના દીવા દેખાય છે. સ્વર્ગનાં મુસાફરો દિવસ રાત આંહી થઇને ચાલ્યાં જ જાય છે. એના રથનાં પૈડાંનો ઘરઘરાટ અમારા કાનમાં અથડાય, અમારી આંખોમાં એ જોઇને ઝેર વરસે, અમારી નીંદ કયાંયે ઉડી જાય. નીચે નજર કરીએ તો ધરતીનાં લીલૂડાં વન દેખાય, સાત સાત સાગરની ગર્જના સંભળાય. હાય રે ! સાગર ગાયા જ કરે, સદા ગાયા જ કરે.

પુરોહિત—વિમાનમાંથી નીચે આવો, હે રાજા !

પ્રેતો—આવો, આવો, ને પલવાર અમારી પાસે રહો. હત-

ભાગીની એ આજીજી છે, ઓ પુણ્યશાળી! તાજા ચુંટેલા ફુલ પર ઝાકળનાં બિન્દુ બાઝયાં હોય, તેમ તમારે શરીરે પણ સંસારનાં આંસુ હજુ ચોંટી રહ્યાં છે. પૃથ્વીનાં ફુલોની, વૃક્ષોની ને માટીની સુવાસ હજુ તમારા દેહપર મ્હેકી રહી છે. સ્વજનોના સ્નેહની સુગંધ પણ હજુ તમારે શરીરે મઘમઘે છે. ઋતુયે ઋતુના મધુરા રંગો પણ તમારા મ્હોં ઉપર હજુ રમી રહ્યા છે, હે રાજન!

સોમક—ગુરૂદેવ! આ નરકમાં તમારો નિવાસ?

પુરોહિત—તમારા કુમારને યજ્ઞમાં હોમાવ્યો, એ પાપની આ સજા મળી છે, મહારાજ?

પ્રેતો—કહો, કહો એ કથની, રાજા! પાપની વાતો સાંભળવા હજુયે અમારાં હૈયાં તલ્પી ઉઠે છે. માનવીની વાણીમાં જ બોલજો. તમારા કંઠમાં હજુ સુખ દુ:ખના કમ્પ ઉઠે છે. તમારા સૂરમાં હજુ માનવીના હૃદયની રાગ રાગણી ગુંજે છે. કહો એ કથની.

સોમક—હે છાયાશરીર ધારીઓ! વિદેહનો હું રાજા હતો. મ્હારૂં નામ સોમક. કૈં વર્ષો સુધી મેં હવન હોમ

ર્યાં, સાધુસંતોને સેવ્યા–વૃદ્ધ થયો ત્યારે મને એક બાળક સાંપડયો. એની પ્રીતિના પાશમાં હું પડયો, સૂર્ય સદા પૃથ્વીની સામેજ નિહાળતો ફરે, તેમ હું યે મ્હારા એ કુમારની સામે જ જોતો રહ્યો. કમળ–પત્ર જેમ ઝાકળના કણને જાળવીને ઝીલી રાખે, હું યે મ્હારા એ બાલકને એવા જતનથી જાળવતો હતો. હું રાજધર્મ ચૂકયો, ક્ષત્રીયધર્મ ચૂકયો, સર્વ ચૂકયો. વસુંધરા અપમાન પામી, રાજલક્ષ્મી મ્હારાથી મ્હોં ફેરવી બેઠી. કચેરીમાં એક દિવસ હું કામ કરતો હતો ત્યાં રણ-વાસમાંથી મ્હેં મ્હારા બાળકની બૂમ સાંભળી. ગાદી છોડીને હું અંદર પહોંચ્યો, રાજકાજ રખડતાં મેલ્યાં.

પુરોહિત—એ જ સમયે, હું રાજ પુરોહિત, હાથમાં ચરણા-મૃત લઇને દરબારમાં દાખલ થયો. જતાં જતાં રાજાજી મને યે ઠેલતા ગયા, મ્હારા હાથમાંથી અર્ધ્ય ઢોળાયું. મ્હારૂં—બ્રાહ્મણનું—અભિમાન સળગી ઉઠયું. પલવારમાં તો શરમીંદે મ્હોંયે રાજા પાછા આવ્યા. મેં પૂછયું, બોલો રાજા, એવી તે શું આફત ઉતરી, કે તમે બ્રાહ્મણને તરછોડયો, રાજકાજ રખડાવ્યાં, પીડાતાં પ્રજા-

જનોની દાદ ન સાંભળી, પરદેશના રાજદૂતોને આદર-માન ન દીધાં, સામંતોને આસન ન આપ્યાં, પ્રધાનો સાથે વાતો ન કરી, મહેમાનો કે સજ્જનોને સત્કાર્યા નહિ—અને એક પામર બાળકને રડતો સાંભળી, રઘવાયા બની, રણવાસમાં દોડયા ગયા ? ધિઃક્કાર છે, મહારાજ ! તમારી મોહાંધ દશાથી ક્ષત્રીનાં માથાં નીચાં નમે છે. એક બાળકના ભુજ–પાશમાં બંદીવાન બનેલા જોઇને મ્હમારા દુશ્મનો દાંત કાઢે છે. બંધુજનો બ્હીકથી બોલતાં નથી. પણ એકાંતમાં આંસુ પાડે છે, રાજા.

સોમક—બ્રાહ્મણનો એ ફિટકાર સાંભળીને સભા સ્તબ્ધ બની. આતુર અને ભયભીત નજરે બધા મ્હારી સામે નિહાળી રહ્યા–પલવાર તો મ્હારૂં લોહી તપી આવ્યું. બીજી પળે હું શરમાયો. ગુરૂને ચરણે નમીને હું બોલ્યો, કે ક્ષમા કરો મહારાજ, હું શું કરૂં ? મ્હારે એક જ સંતાન છે, જીવ ઝંપતો નથી. પળે પળે પ્રાણ ફફડી ઉઠે છે. એટલે જ આજે મોહમાં પડીને, મ્હેં અપરાધ કર્યો છે. પણ, સાક્ષી રહેજો સહુ સભાજનો, આજ

પછી કદી હું રાજધર્મ ન ચુકું, ક્ષત્રીના ગૌરવને લગારે ખંડિત નહિ કરૂં.

પુરોહિત—આનંદથી સભા ચુપચાપ બની. પણ મ્હારા અંતરમાં તો ઝેરની જ્વાળા સળગતી જ રહી. હું બોલ્યો, કે વધુ પુત્રો જોઇએ છે રાજા? એનો ઇલાજ મ્હારી પાસે છે. પણ એ તો મહા વિકટ કામ. ત્હમારી તાકાત નથી. ત્યાં તો ગર્વથી રાજા બોલ્યા કે હું ક્ષત્રી-બચ્ચો છું. તમારે ચરણે હાથ મેલીને પ્રતિજ્ઞા કરૂં છું કે હું એ કામ કરીશ. એ સાંભળીને હસતે મ્હોંયે મેં કહ્યું, કે, સાંભળો ત્યારે. હું યજ્ઞ કરૂં, ને, હે રાજા! તમે સ્વહસ્તે એમાં ત્હમારા એ કુમારનું બલીદાન દેજો. એ બલીદાનનો ધુમાડો સુંઘતાં જ રાણીઓને ગર્ભ રહેવાનો. એ સાંભળીને રાજાએ ચુપચાપ માથું નીચે ઢાળ્યું. સભાજનોએ કકળાટ કરી મેલ્યો, બ્રાહ્મણોએ મને ધિઃક્કાર દીધા. પરંતુ રાજાએ ધીરે સ્વરે કહ્યું કે, "ક્ષત્રીનું વચન છે ગુરૂદેવ! એમ જ કરીશ."

પછી તો ચોમેર સ્ત્રીઓના વિલાપ ચાલ્યા, પ્રજાજનોના ફિટકાર સંભળાયા, સેના આખી બિફરી બેઠી,

તોયે એકલા રાજાજી તો અચલ જ રહ્યા—યજ્ઞનો અગ્નિ ભભૂકી ઉઠયો. બલીદાનનો સમય આવી પહોંચ્યો. પણ આસપાસ કોઇ ન મળે. રણુવાસમાંથી કુમારને કોણ લઇ આવે ? નોકરોએ ના પાડી, પ્રધાનો ચુપચાપ રહ્યા, દ્વારપાળોની આંખોમાં આંસુ આવ્યાં, ને સેના બધી ચાલી ગઇ.

પણ હું—મોહનાં બંધનોને છેદનારો હું—બધાં શાસ્ત્રોનો જાણનારો હું—પ્રીતિનાં બંધનોને મિથ્યા માનનારો હું—હું પોતે રણુવાસમાં પહોંચ્યો. એકાદ ફુલને સો સો ડાળીઓ વીંટળાયેલી હોય, તેવી રીતે એ કુમારને ઘેરીને સો સો રાજમાતાઓ ભયભીત, અને ચિંતાતૂર, બની બેઠેલી હતી. મને જોતાં તો બાલક હસ્યો, ને ન્હાના બે હાથ લંબાવ્યા; કાલી કાલી ભાંગી તૂટી બોલીમાં જાણે કાલાવાલા કરતો હોય ને, કે "લઇ જાઓ, આ માતાઓને બંદીખાનેથી મને બહાર ઉપાડી જાઓ. મ્હારૂં ન્હાનું હૃદય રમવા માટે તલસી રહ્યું છે."

હસીને હું બોલ્યો, "આવ મારી સાથે બેટા, મમતાનાં આ કઠીન બંધન છેદીને તને હમણાં રમવા ઉપાડી જાઉં," એટલું કહીને, બલાત્કાર કરીને, માતાઓના ખોળામાંથી એ હસતા કુમારને મેં ઝુંટાવી લીધો. રાણીઓ મારા પગમાં પડી, મ્હારો માર્ગ રોકયો, મહા આક્રંદ કરી મૂકયું,–હું તો ઝપાટાભેર ચાલ્યો આવ્યો.

જ્વાળાઓ સળગી ઉઠી. રાજા તો પત્થરની પૂતળી સમા ઉભા રહેલા. એ કમ્પતી, ને ઝળહળતી જ્વાળાઓને જોઇ જોઇ બાળક નાચવા લાગ્યો, કલકલ હાસ્ય કરવા લાગ્યો, ને બાહુ લંબાવી જાણે અંદર ઝંપલાવવા આતૂર બન્યો.

રણવાસની અંદરથી રૂદનના સ્વરો છૂટયા, ને બ્રાહ્મણો શાપ દેતા દેતા નગર છોડી ચાલી નીકળ્યા. હું બોલ્યો, હે રાજા, હું મંત્ર ભણું છું, ચાલો, હોમી દો આને અગ્નિની અંદર.

સોમક—ચુપ રહો, ચુપ રહો. વધુ વાત કહેશો મા, હવે.

પ્રેતો—થંભી જા, થંભી જા. ધિઃકાર છે તને, બ્રાહ્મણ! અમે

તો ઘોર પાપી છીએ. પરંતુ, રે પુરોહિત! જમલોકમાં તારી જોડી જડે નહિ. તારે એકલાને માટે નોખી નરક કાં ન સરજાણી ?

દેવદૂત—મહારાજ, નિરર્થક આ નરકમાં રોકાઇને વિના પાપે કાં પાપીની વેદના સહી રહ્યા છો ? પધારો વિમાનમાં. બંધ કરો આ ભયંકર વાતો.

સોમક—વિમાનને લઈ જાઓ, દેવદૂત ! મ્હારી ગતિ તો, રે બ્રાહ્મણ ! આંહી નરકમાં, ત્હારી સાથેજ. ક્ષત્રીના મદમાં મત્ત બનીને, મ્હારા પોતાના કર્તવ્યની ત્રુટીને ટાળવા ખાતર મ્હારા નિરપરાધી બાલકને, મ્હેં-પિતાએ અગ્નિમાં હોમ્યો ! મ્હારા નિંદકોને મ્હારૂં શૂરાતન બતાવવા ખાતર, મેં માનવ ધર્મને, રાજ ધર્મને, રે મ્હારા પિતૃ ધર્મને બાળી ખાખ કીધો. જીવ્યો ત્યાં સુધી તો એ પાપની જ્વાળામાં સળગતો રહ્યો-હજુયે, હજુયે, એ જ્વાળા હૈયાને નિરંતર દઝાડી રહી છે. હાયરે બેટા ! અગ્નિને તેં બાપનું દીધેલું રમકડું માન્યું. બાપને ભરોંસે તેં બે હાથ લંબાવ્યા. ત્યાર-પછી ! ત્યારપછી એ ભડકાની અંદર અકસ્માત ત્હારી

આંખોમાં કેવો ઠબકો ! કેવી તાજ્જુબી ! કેવો ભય !

હે નરક ! ત્હારા અગ્નિમાં એવો તાપ ક્યાં છે, જે મ્હારા અંતર તાપની તોલે આવે ? હું સ્વર્ગે જાઉં ? ના, ના ! મ્હારાં પાપ દેવતા ભૂલી શકે, મ્હારાથી શે ભૂલાય, એ બાલકની છેલ્લી નજર, એ છેલ્લું અભિમાન ? દિવસ રાત નરકના અગ્નિમાં હું સળગ્યાજ કરૂં, તોયે, રે બેટા, ત્હારી એ પલવારની વેદનાનું, બાપની સામે જોઇ રહેલી એ ગરીબ નજરનું, ને પિતાએ કરેલા એ વિશ્વાસઘાતનું વેર નહીં વળી રહે.

( ધર્મરાજા આવે છે. )

ધર્મ—પધારો રાજન્ ! જલદી પધારો ! સ્વર્ગનાં વાસીઓ તમારી વાટ જુએ છે.

સોમક—સ્વર્ગમાં મ્હારૂં આસન ન હોય, હે ધર્મરાજા ! વિના અપરાધે મેં મ્હારા બાલકને હણ્યો છે.

ધર્મ—અંતરના અનુતાપથી એનું તો પ્રાયશ્ચિત થઇ ચૂક્યું છે, રાજા ! એ પાપનો ભાર ભસ્મ થઇ ગયો છે ! નરક નિવાસ તો આ બ્રાહ્મણને માટે છે, જેણે જ્ઞાનના ગુમાનમાં, લગારે પરિતાપ પામ્યા વિના,

પારકાના બાલકને માતાના ખોળામાંથી ઝુંટાવીને હણી નાખ્યો છે. ચાલો પ્રભુ !

પુરોહિત—જાશો ના, ચાલ્યા જાશો ના મહારાજ ! ઇર્ષ્યાના ભડકામાં મને બળતો મેલીને, અમર લોકમાં એકલા ચાલ્યા જાશો ના. નવી વેદના પ્રગટાવશો ના, મ્હારે માટે બીજી નરક બનાવશો ના, કૃપાળુ ! રહો, આંહીજ રહો !

સોમક—ત્હારી સાથેજ હું રહીશ, રે હતભાગી ! નરકના આ પ્રચંડ અગ્નિમાં આપણ બન્ને મળી, યુગ યુગાન્તર સુધી યજ્ઞ કર્યા કરશું. હે ધર્મપતિ ! આ પુરોહિતનાં પાપ ખવાઇ જાય, ત્યાંસુધી આ નરકમાંજ મ્હારૂં નિર્માણ કરો. એની સાથેજ રહેવા દો.

ધર્મ—સુખેથી આંહી રહો, મહીપતિ, નરકને પણ ગૌરવવન્તી બનાવો. અગ્નિનો દાહ તમારા લલાટનું તિલક બની જાઓ, અને નરકની જ્વાળા ત્હમારૂં સિંહાસન બની જાઓ.

પ્રેતો—જય હો પુણ્ય ફળના ત્યાગીનો ! જય હો નિરપરાધી નરકવાસીનો ! જય હો, મહા વૈરાગીનો ! આંહી

રહીને, હે પુણ્યશાળી, પાપીના અંતરમાં ગૌરવ પ્રગ-ટાવજો, નરકનો ઉદ્ધાર કરજો. મહા શત્રુને મિત્ર બનાવી, જુગ જુગ સુધી એક દુઃખાસને બેઠા રહેજો. વાદળાની સાથે ઝળહળતો સૂર્ય દેખાય, તેમ તમારી જુગલ મૂર્તિ પણ વેદનાના શિખર ઉપર સદાય પ્રકાશી રહેજો, એ જ્યોતિ કદીયે બુઝાશો નહિ.



(૨૦)

## તુચ્છ ભેટ.

—:૦:—

જમુનાનાં પાણી ધુમરી ખાતાં ખાતાં દોડયાં જાય છે. બન્ને કિનારે ઉંચા પહાડોની શિખરમાળા ઉભી છે. ગુફાના સાંકડા માર્ગમાં ચાલ્યો જતો પ્રવાહ પાગલની પેઠે દિવસ રાત ગરજ્યા કરે છે.

નદીની એ વાંકીચુંકી વેણી વીંખતા વીંખતા આસમાની પ્હાડો એક પછી એક આઘે આઘે–કેટલેય આઘે ચાલ્યા જાય છે, શિખર બધાં અચલ ઉભાં છે, તોયે જાણે ચાલતાં જણાય, અને નદી ચાલી જાય છે તોયે જાણે સાંકળે બાંધેલી સ્તબ્ધ ઉભી હોય એવું લાગે.

પહાડો ઉપર ઉંચા ઝાડ ઉભાં છે; કેમ જાણે હાથ લંબાવીને પહાડો પેલી વાદળીઓને બોલાવતા હોય !

આવા પ્રદેશમાં, પર્ણકૂટિ બાંધીને શીખ ગુરૂ રહેતા હતા. એક દિવસ ગુરૂજી પ્રભુ–લીલા વાંચી રહ્યા છે, તે સમયે રાજા રઘુનાથ પધાર્યા. ગુરૂદેવને ચરણે નમન કરીને રાજા બોલ્યા, "હે પ્રભુ ! પામર સેવક થોડી ભેટ લાવ્યો છે."

હાથ લંબાવીને ગુરૂજીએ રાજાના મસ્તક પર મેલ્યો, આશિષ આપી, કુશળ ખબર પૂછ્યા. હીરા–જડીત બે સોનાનાં કંકણો રઘુનાથે ગુરૂદેવને ચરણે મેલી દીધાં.

ભોંય પરથી કંકણુ ઉઠાવીને ગુરૂદેવ આંગળી ઉપર ચક્કર ચકકર ફેરવવા લાગ્યા. કંકણુના હીરાની અંદરથી હજારો કિરણો નીકળતાં હતાં. કેમ જાણે હજાર હજાર કટારો છૂટતી હોય !

લગાર મ્હોં મલકાવીને ગુરૂએ કંકણો નીચે ધર્યાં, ને પાછા એ તો પુસ્તકની અંદર આંખો માંડીને વાંચવામાં મશગુલ બન્યા. સામે એક રાજા બેઠો છે તેની પણુ એ સાધુને પરવા ન રહી.

ત્યાં તો અચાનક એ પત્થર પરથી એક કંકણુ લપસી ગયું, ને દડતું દડતું જમુનાનાં ઉંડા પાણીમાં જઈ પડ્યું.

'અરે ! અરે !' એવી ચીસ પાડીને રઘુનાથ રાજાએ

એમને એમ પાણીમાં ઝંપલાવ્યું. બે હાથ લંબાવીને ચોમેર એ કંકણને રાજા શોધવા લાગ્યા.

ગુરૂજીના અંતરમાં તો પ્રભુની વાણીનો પરમ આનંદ જાગ્યો હતો. પુસ્તકની અંદરથી એણે તો પલવાર પણ માથું ઉંચું ન કર્યું.

જમુનાનાં શ્યામ જળ ચોમેર ઘુમરી ખાઇ ખાઈને કેમ જાણે રાજાને ટગાવતાં હોય, ને કહેતાં હોય કે, “ જો, આંહી પડયું છે કંકણ ! ” રાજાજી એ જગ્યાએ પાણી ડખોળી ડખોળી થાકે, ત્યાં તો એ મસ્તીખોર નદી બીજે ઠેકાણે ઘુમરી ખાઇને ફોસલાવે, કે “ જો જો ! ત્યાં નહિ, આંહી પડયું છે ! ”

વાહરે મસ્તીખોર ! તેં તો મહારાજાને બેવકૂફ બનાવ્યો !

આખરે દિવસ આથમ્યો. આખો દિવસ પાણીને ફેંદયાં, પણ રાજાજીને કંકણ ન જડયું. ભીંજાતે વસ્ત્રે, અને ઠાલે હાથે રાજાજી ગુરૂની પાસે આવ્યા. એના મનમાં તો શરમ હતી કે “ રે ! કંકણ મળ્યું નહિ. ગુરૂજી શું કહેશે ? ”

હાથ જોડીને રઘુનાથે કહ્યું કે “ મહારાજ ! કંકણ કયે ઠેકાણે પડયું, એ બતાવો તો હમણાંજ હું ગોતી કાઢું. ”

"જોજે હો!" એમ કહીને ગુરૂજીએ જમુનાની અંદર બીજા કંકણનો પણ ઘા કર્યો, ને બોલ્યા, "એ જગ્યાએ!"

શરમીંદો રાજા દિગ્મૂઢ બનીને ગુરૂની સામે જોઇ રહ્યો. ગુરૂજીનું મ્હોં તો મલકતું જ રહ્યું.



# નોંધ કરો.

## અને તુર્ત મંગાવી લ્યો, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરમાં વેચાતુ નીચેનું સાહિત્ય.

| | | | કિંમત. | પોસ્ટેજ. |
|---|---|---|---|---|
| ૧ | મહાત્મા ગાંધીજીનું જીવન પ્રત ૧ નો | | ૧-૦-૦ | ૦-૩-૦ |
| ૨ | ઇશુનો અવતાર | ,, | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૩ | કાઠીઆવાડનો રાજદ્વારી ઇતીહાસ | ,, | ૦-૬-૦ | ૧-૦ |
| ૪ | મહાત્માજીનો મુકદ્દમો | ,, | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૫ | મહાત્માજીના પત્રો | ,, | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૬ | નામદાર વાઇસરોયની મુંઝવણ | ,, | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૭ | પ્રભુ-સત્ય-દેશને ખાતર | ,, | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૮ | સર્વોદય | ,, | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૯ | સૌરાષ્ટ્ર પેડ | ,, | ૦-૫-૦ | ૦-૦-૬ |
| ૧૦ | દેશબન્ધુ દાસનું ભાષણ | ,, | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૧ | સત્યાગ્રહીની પ્રાર્થના | ,, | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૧૨ | સૌરાષ્ટ્રના શુભ ચીંતકો (કેલેન્ડર) | ,, | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૩ | સૌરાષ્ટ્રનો શીરતાજ (કેલેન્ડર) | ,, | ૦-૬-૦ | ૦-૧-૦ |

૧૪ લગ્નસરાના પત્રો.
૧૫ ગાંધી ગર્જના
૧૬ વીરહાક
૧૭ સત્યાગ્રહીની કૂચ
૧૮ સત્યાગ્રહી બ્હેનોની કૂચ
૧૯ તૈયાર હિંદુસ્થાન
૨૦ ગાંધીજીનો ગરબો
૨૧ ભારત માતાનો ગરબો
૨૨ પુજ્ય બાપુજીની આજ્ઞા
૨૩ અર્ધાંગનાની અરજ

(૧૪ થી ૨૩) પ્રત સોનો રૂ. ૧-૦-૦ ૦-૩-૦ (૧૦૦)

આખો સેટ મંગાવનારને પોસ્ટેજ માફ.

**સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર—રાણપુર.**
બી. એસ. રેલ્વે-કાઠીઆવાડ.

# એશિયાનું કલંક.

—:o:—

આ આવતી તા. ૧૮ મીએ બહાર પડશે

જેમાં

કોરીઆનો મૂળ ઇતિહાસ.

જાપાનીઝ સરકારનો જુલમ.

કોરીઅન પ્રજાની તે સામે ફરીયાદ.

ઇત્યાદી અતીત્વ રસપૂર્ણ અને હૃદયભેદક વૃતાંત છે

આ પુસ્તક જેટલુંજ કદ ગ્લેઝડ પેપર.

કિમ્મત. ૦–૮–૦ પોસ્ટેજ જુદું.

આગળથી તુર્ત લખી નાંખો—

સૈચન્દ્ર સાહિત્ય મંદિર

રાણપુર.

બી. બી. રેલ્વે–કાઠિયાવાડ

—:o:—